# પ્રાસ્તાવિક

આજે દુનિયાભરનું લક્ષ જો કોઈ બે દેશો ખેંચી રહ્યા હોય તો તે જર્મની અને હિંદુસ્તાન. જર્મનીના સરમુખત્યાર હિટલર અને હિંદુસ્તાનના પ્રાણસમા મહાત્મા ગાંધીની પ્રવૃત્તિ તરફ આજે દુનિયા મીટ માંડી રહી છે. આવતી કાલે એ બન્ને મહાપુરુષો શું કરશે, શું ઉચ્ચારશે એ જાણવા આખી દુનિયાનાં રાષ્ટ્રો ઉત્સુક રહે છે.

આ સંજોગોમાં ગુજરાતી વાંચનારાઓ સમક્ષ જર્મન રાષ્ટ્રના પિતામહ પ્રિન્સ બિસ્માર્કનું નાનકડું જીવનચરિત્ર રજૂ કરવાની તક લઉં છું.

જર્મની અને હિંદુસ્તાન વચ્ચે આજે તો ઘણું અંતર પડી ગયું છે; પણ જે સમયનું આ જીવનચરિત્ર છે તે સમયની જર્મનીની સ્થિતિમાંથી આપણને ઘણું જાણવા મળે તેમ છે. આપણી સમક્ષ આજે જે જે પ્રશ્નો–જે જે કોયડા પડેલા છે, તે પ્રશ્નો–તે કોયડા અઢારમી સદીના જર્મની આગળ પણ પડેલા હતા જ. તે કોયડાનો જર્મનીએ કયી રીતે ઉકેલ કર્યો તે બતાવી હિંદુસ્તાનના જુવાનોને કાંઈક અંશે વિચાર કરતા કરવાનો મારો આ નમ્ર પ્રયાસ છે.

હિંદુસ્તાનની આવતી કાલની પ્રજા આગળ કેટલાય કોયડા - રાજકીય, ધાર્મિક, આર્થિક, સામાજિક—અણઉકેલ્યા પડ્યા છે.

એ બધાના ઉકેલ માટે હિંદુસ્તાન એકરાષ્ટ્ર બનવું જોઇએ, એ આપણે જર્મનીના આ ઇતિહાસથી સમજી લેવું જોઇએ. નેપોલિયન બોનાપાર્ટના સમય પહેલાં જર્મની બસોથી પણ વધુ રાજાઓની વચ્ચે વહેંચાએલું હતું. આજે વીસમી સદીમાં, એકલું કાઠિયાવાડ જ બસો દેશી રાજ્યો વચ્ચે વહેંચાએલું છે! આવી દશામાં આપણે કેમ પ્રગતિ કરી શકીશું? જર્મનીનો ઇતિહાસ કહે છે કે જ્યાં સુધી આખા દેશમાં એક જાતના કાયદાનું, રાજતંત્રનું, રીતરિવાજોનું, ભાષાનું, સંસ્કૃતિનું ઐક્ય ન થાય ત્યાં સુધી કોઈ પણ રાષ્ટ્રની ઉન્નતિ સંભવિત જ નથી. પ્રિન્સ બિસ્માર્કના પ્રબળ બાહુબળે અને બુદ્ધિબળે જર્મની માટે એ કાર્ય કર્યું અને જર્મનીએ પોતાની ઉન્નતિ સાધી. આજે એ જર્મન પ્રજા એક, અભેદ, બળવાન, પ્રગતિમાન, દેશપ્રેમી અને સ્વતંત્ર છે.

ત્યારે હિંદુસ્તાનની શી દશા છે? સૌથી પ્રથમ તો એ પરાધીન છે, ગુલામ છે. તેના પાછા બે ભાગ: લાલ અને પીળો. તેના વળી બીજા ભાગો: હિંદુ, મુસલમાન, શીખ વગેરે; વળી હિંદુ ધર્મમાં જુદા જુદા વર્ણ, સંપ્રદાય, જ્ઞાતિ, પેટાજ્ઞાતિ વગેરે. સ્પૃશ્ય અને અસ્પૃશ્ય એ વિભાગ પણ ખરા જ. વળી ખાવામાં અભડાય ન અભડાય એ વિભાગો પણ ખરા જ. એ તો પાડ માનો કે હજી આગળ વધીને હવાના કે અજવાળાના કે પાણીના ભેદ ન પડ્યા!

આખી દુનિયા જ્યારે પ્રગતિ કરી રહી છે, જગતભરનાં રાષ્ટ્રો વચ્ચે જ્યારે જીવનવિગ્રહ માટેની પ્રચંડ હરીફાઈ ચાલી રહી છે ત્યારે આપણે હજી આપણી જૂની સડેલી રૂઢિઓમાંથી જ બહાર નીકળતા નથી અને કાદવથી ખદબદતા ખાબોચીઆંમાં ડ્રૂં ડ્રૂં કરતા દેડકાઓની જેમ આપણા ભૂતકાળના ગૌરવની બડાશ મારતા નિષ્ક્રીય થઈને પડ્યા છીએ...પણ ક્ષિતિજમાં ઉષાનાં કિરણો પ્રગટતાં હવે જોઇ શકાય છે ખરાં.

ગુજરાતીઓ જર્મનીના આ પિતામહના જીવનમાંથી પ્રેરણા મેળવે અને રાષ્ટ્રોદ્ધાર માટે સ્વપ્નાં સેવતા થાય એટલું જ નહિ પણ તે સ્વપ્નાંને સાચાં પાડવા કટિબદ્ધ થાય એમ ઇચ્છું છું. ગુલામીમાં સડતું હિંદ એક વખત મુક્ત થાય તો પછી એની પ્રગતિને રોકનાર કોઈ શક્તિ નથી. અરે, જાપાનની પ્રગતિને પણ એ ભુલાવી દે એટલાં એની પાસે નૈસર્ગિક સાધનો છે. જરૂર માત્ર મુક્તિની છે, મુક્તિ માટેના દઢ નિશ્ચયની છે. એ શક્ય કરવા આજે આપણે બધી શક્તિ ખર્ચી નાખવી જોઇએ. અને તો જ આપણે આપણી જૂની સંસ્કૃતિના અવશેષો ઉપર નૂતન ભારત રચી શકીશું.

વિજય મુ. વાસુ

આ પુસ્તક તૈયાર કરવામાં નીચેનાં પુસ્તકોનો ઉપયોગ કર્યો છે, તેના લેખક-પ્રકાશકોનો હું અહીં આભાર માનું છું.

એમિલ લડવિગ કૃત Bismarck.

જે. ડબ્લ્યુ. હેડલામ કૃત Bismarck & the Foundation of the German Empire.

કાઉન્ટ જુલિયસ એન્ડ્રાસી કૃત Bismarck, Andrassy & their Successors.

જી. એલ. એમ. સ્ટ્રૉસ કૃત Emperor William.

પાઉલ વિગલર કૃત William the First ( Wilhelm der Erste ) ...Emperor Fredrick.

માજી કૈઝર કૃત My Early Life.

પ્રિન્સ ફૉન બ્યુલો કૃત Imperial Germany.

ઇ. લિપ્સન કૃત Europe in the Nineteenth Century.

જે. ઇ. મોરિસ કૃત Modern Europe.



નેપોલિયન ત્રીજો અને પ્રિન્સ બિસ્માર્ક

# પ્રકરણ ૧ લું

## પૂર્વરંગ

**ઓગણીસમી** સદીનો પ્રભાતકાળ હતો. યુરોપે નેપોલિયન બોનાપાર્ટ સામે બાવીસ બાવીસ વર્ષો સુધી મચાવેલાં ભયંકર યુદ્ધોને પરિણામે યુરોપની રણભૂમિ ઉપરથી માનવરક્ત હજી સૂકાયું ન હતું. તેમની તોપોના પડઘા હજી શમ્યા ન હતા. યુરોપની રક્ત-પિપાસા હજી શાન્ત થઈ ન હતી. યુરોપનું પાણિપત–બેલ્જિયમ–આટલું આટલું લોહી પીધા છતાં હજી જાણે અતૃપ્ત રહ્યું હોય તેમ વૉટર્લૂના ભાવિ યુદ્ધની પૂર્વતૈયારી થઇ રહી હતી.

યુરોપના એ ક્રાન્તિકાળમાં ઈ. સ. ૧૮૧૫ના એપ્રિલની પહેલી તારીખે બ્રેન્ડનબર્ગ પરગણાના સ્કોનહાઉસન ગામમાં બિસ્માર્કનો જન્મ થયો. એનો જન્મ કોઈ શહેનશાહને ત્યાં નહિ પણ એક સામાન્ય ઉમરાવ અને જાગીરદારને ત્યાં થયો હતો. બિસ્માર્કના પિતા કાર્લ વિલ્હેલ્મ ફર્ડિનાન્ડ ફોન બિસ્માર્ક એક કુલીન કુટુંબના ઉમરાવ હતા. તેમણે કુલપરંપરા પ્રમાણે ઉમરાવવર્ગમાં ન પરણતાં એક વિદ્વાન, સંસ્કારી અને પ્રખર બુદ્ધિશાળી રાજદ્વારી પુરુષની પુત્રી સાથે લગ્ન કર્યાં. તેજસ્વી બિસ્માર્કની માતા ખૂબ જ બુદ્ધિશાળી અને પ્રબળ મહત્ત્વાકાંક્ષાવાળી સ્ત્રી હતી.

તે સમયના જર્મનીના ઉમરાવો પ્રશિયાના સૈન્યમાં ઊંચા હોદ્દા ભોગવતા અને રાજાની પડખે રહીને બહાદુરીથી લડતા. પ્રિન્સ બુલોના શબ્દોમાં કહીએ તો 'પ્રશિયાના ઉમરાવોના લોહીરૂપી સિમેન્ટથી પ્રશિયાનું રાજસિંહાસન મજબૂત બન્યું હતું.' પણ બિસ્માર્કના પિતામાં લશ્કરી જુસ્સો ઓછો હતો, એટલે તેમણે નાની વયમાં જ લશ્કરી જિંદગી છોડી દીધી હતી અને વડીલોપાર્જિત મિલકત વહેંચી લઈ ભાગે આવેલી સ્કોનહાઉસનની જાગીરોમાં જઈ વસ્યા હતા. ત્યાં રહ્યા પછી એક પ્રખર રાજદ્વારી પુરુષની કન્યા સાથે તેમણે લગ્ન કર્યાં. તેમનો સસરો પ્રધાનમંડળનો સેક્રેટરી હતો અને તેમના સસરાનો પિતા લિપઝિગની પ્રખ્યાત વિદ્યાપીઠનો પ્રોફેસર હતો.

આમ બિસ્માર્કને પિતૃપક્ષ તરફથી લડાયક શક્તિ અને શૌર્યનો વારસો મળ્યો હતો અને માતૃપક્ષ તરફથી વિદ્વત્તા, સંસ્કાર અને મુત્સદ્દીગીરીનો વારસો મળ્યો હતો.

બિસ્માર્કની માતા લુઇ વિલ્હેમાઈન મહત્ત્વાકાંક્ષી માતા હતી. બિસ્માર્કની મહત્તાનો યશ તેને જ ઘટે છે. તેની પ્રબળ આકાંક્ષા હતી કે પોતાના પુત્ર મહાન રાજદ્વારી મુત્સદ્દી પુરુષ બને. અને આ દૃષ્ટિથી જ તેણે પોતાના બન્ને પુત્રોને કેળવણી આપી.

બિસ્માર્કનું આખું નામ ઓટો એડ્યુઅર્ડ લિયોપોલ્ડ ફોન બિસ્માર્ક હતું. તેનો ભાઇ બર્નહાર્ડ તેના કરતાં પાંચ વરસ મોટો હતો. આ બન્ને બાળકો પોતાની જાગીરોમાં ખેલતાં અને કલ્લોલ કરતાં ત્યારે ભૂતકાળમાં પડેલાં અસહ્ય દુઃખો માતપિતા ભૂલી જતાં. હજી તો ઓટો માંડ ચાર વર્ષનો થયો હશે ત્યાં તો તે હાથમાં કોદાળી લઇ બગીચામાં રમવા જતો અને માટીના કિલ્લા બાંધતો ! જમવાના સમયનું પણ તેને ભાન રહેતું નહિ અને જમવા બોલાવવા નોકર આવતો ત્યારે આ બાળયોદ્ધો તેને પોતાની નાનકડી મુઠ્ઠીઓ બતાવતો. જર્મન યુવરાજ અને હિંડનબર્ગ જેવા સરદારોના

હાથ જ્યાં હેઠા પડયા હતા એવા વર્દુન અને પેરિસના કિલ્લા જીતી લેવાની વ્યૂહરચનાના સંસ્કાર એ વીર પુરુષે આ બગીચામાં માટીના કિલ્લા બાંધીબાંગીને જ કદાચ મેળવ્યા હશે.

હવે ઓટો ૭ વર્ષનો થયો હતો. અત્યાર સુધી તે ચંડુલ, તેતર, રોબિન વગેરે પક્ષીઓના અવાજથી ગાજતા લીલાંછમ પ્રદેશોમાં ઉલ્લાસપૂર્વક રમ્યો હતો; પણ એક દિવસ તેણે સાંભળ્યું કે આ લીલાંછમ ખેતરો, નાનાં નાનાં તળાવો, અને પંખીઓનાં વનને છોડી ભણવા માટે બર્લિન જવાનું છે. આ બધું છોડતાં તેનો જીવ ચાલતો ન હતો. તેને ખૂબ જ દુ:ખ થયું. અને બાળપણના ગોઠિયાઓને છોડી જતાં કોને દુ:ખ ન થાય? પણ તેની માતાનો દૃઢ નિશ્ચય હતો—પુત્રના કલ્યાણ ખાતર તેનો દૃઢ નિશ્ચય હતો—એટલે ઓટોને બર્લિન જવું પડયું.

બર્લિન શહેરની બહાર પ્લેમેન ઇન્સ્ટીટયૂટ આવેલું છે. બિસ્માર્ક તેમાં દાખલ થયો. એ વખતે જર્મન પ્રજામાં લિબરલ પંથનો પ્રચાર થતો હતો. યુરોપના એ ક્રાન્તિકાળના સમયે મધ્યમ વર્ગના લોકો શ્રીમંત ઉમરાવો અને જમીનદારો તરફ તિરસ્કારથી ઘૃણાની નજરે જોતાં શીખ્યા હતા. નસીબજોગે બિસ્માર્કનો શિક્ષક પણ એ પક્ષનો હતો, એટલે તે આ ઉમરાવજાદા પ્રત્યે કઠોર વર્તન ચલાવતો. બિસ્માર્ક લખે છેઃ—

> "મને પેટપૂરતું ખાવાનું પણ નહોતું મળતું; કકડતી ઠંડીમાં પણ સાડાપાંચે ઊઠવું પડતું...બારીમાંથી બહાર નજર કરતાં ખેતર ખેડતા બળદો દેખાતા અને મારી આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવતાં અને નિકાફ જવા મન તલપાપડ થઇ રહેતું."

ઓટોની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી ખૂબ જ ઝળકતી હતી. સત્તર વર્ષની વયે તેણે વિદ્યાપીઠમાં દાખલ થવાની લાયકાત મેળવી અને હેનોવરમાં ગોટિંજનના વિખ્યાત વિશ્વવિદ્યાલયમાં દાખલ થયો. અહીં તેણે લશ્કરી તાલીમ પણ મેળવી. લશ્કરી તાલીમ દરમિયાન

તે ત્રીસ દ્વંદ્વયુદ્ધો લડ્યો, પણ તેમાંથી એક જ યુદ્ધમાં તે ઘવાયો અને તે પણ તેના પ્રતિસ્પર્ધીની તરવાર ભાંગવાથી જ.

આમ બિસ્માર્ક જેટલી ઝડપથી માનસિક વિકાસ સાધતો હતો, તેટલી જ ઝડપથી શારીરિક વિકાસ પણ સાધતો હતો. વિદ્યાર્થીજીવન પૂરું કરી જ્યારે તેણે વ્યવહારુ દુનિયા ઉપર પગ મૂક્યો ત્યારે તેનો બાંધો મજબૂત હતો, શરીર ઊંચું અને કદાવર હતું, મન અને શરીર પૂરાં કસાએલાં હતાં. ઘોડેસ્વારી અને દ્વંદ્વયુદ્ધમાં તે કાબેલ બન્યો હતો. તેની ચાલવાની છટા, તેની તેજસ્વી આંખો, વિશાળ કપાળ, મજબૂત અને લોખંડી હાથો અને તેનું પ્રભાવશાળી મુખ—એ બધાં તેને તેના સહાધ્યાયીઓથી જુદો પાડતાં હતાં.

ઇ. સ. ૧૮૩૪માં બિસ્માર્ક પ્રશિયાના પાટનગર બર્લિનમાં ગયો અને ત્યાં પોતાનો અભ્યાસ પૂરો કરી બીજે વર્ષે ડૉક્ટર ઑફ લૉની ઉપાધિ મેળવી.

હવે શું કરવું? એ અટપટો પ્રશ્ન બિસ્માર્ક સામે ખડો થયો. પ્રથમ તો તે બર્લિનમાં રાજ્યની નોકરીમાં જોડાયો. ત્યાંથી એલા-સાપેલમાં તેની બદલી થઇ. ત્યાં પણ તેને માફક ન આવ્યું એટલે લશ્કરમાં દાખલ થયો; પણ આ પ્રતિભાવાન માણસ હુકમ સાંભળવા નહિ પણ હુકમ કરવા સર્જાએલો હતો એટલે લશ્કરી નોકરીમાંથી પણ તે છૂટો થયો અને બર્લિનમાં વકીલાત શરૂ કરી.

વકીલાત કરતો હતો તે દરમિયાન પ્રશિયાના યુવરાજે આવા કદાવર અને પ્રતિભાવાળા માણસને વકીલ થએલો જોઇ તેને લશ્કરમાં દાખલ થવા ભલામણ કરી.

"હું તેમાં આગળ વધી શકું તેમ નથી," બિસ્માર્કે જવાબ આપ્યો.

"પણ તમે વકીલાતમાં આગળ વધી શકશો કે કેમ તેની

મને શંકા રહે છે," રાજકુમારે ટીકા કરી અને એ પ્રસંગ પૂરો થયો.

બિસ્માર્ક ખૂબ જ સ્વતંત્ર મિજાજનો માણસ હતો અને કોઇની પરવા કરતો નહિ. પોટ્સડામમાં નોકરી કરતો હતો ત્યારે એક વખત તે તેના ઉપરી અમલદારની રજા માગવા ગયો. અમલદારે તેને એક કલાક બેસાડી રાખ્યા પછી જ્યારે તે શા માટે આવ્યો છે એમ પૂછયું ત્યારે તેણે રોકડું પરખાવી દીધું કે "હું આવ્યો હતો તો રજા લેવા; પણ હવે તો રાજીનામું જ આપી દઉં છું." પેલો ઉપરી અમલદાર તો આભો બનીને તેના તેજસ્વી ચહેરા તરફ જોઇ જ રહ્યો. આવા તો કેટલા યે પ્રસંગો બનેલા.

ઇ. સ. ૧૮૩૭ના ઑક્ટોબર માસમાં તે સ્વિટ્ઝર્લૅંડમાં હતો. ત્યાંથી તેણે ઉપરી અમલદાર પાસેથી રજા મંગાવી. રજાને બદલે ઠપકો મળ્યો એટલે તે જગાનું રાજીનામું લખી મોકલ્યું ! આ પછી તે એક ખેતીવિજ્ઞાનની કૉલેજમાં જોડાયો અને ખેતીનું જ્ઞાન મેળવી પોતાની જાગીરમાં જઇ વસ્યો. આ સમયે તેની માતા પામેરાનિયાના પાટનગર સ્ટેટીન બંદરે મોતની પથારીએ પડી હતી. તેણે પોતાના વહાલા ઓટોને પોતાની પાસે બોલાવ્યો. મહત્ત્વાકાંક્ષી માતાને પુત્રની આવી હાલત જોઇ ખૂબ જ દુઃખ થયું. પણ તેના મનમાં ઊંડે ઊંડે ખાતરી તો હતી જ કે મારો ઓટો ભવિષ્યમાં મહાન પુરુષ થશે જ.

અહીં પણ બિસ્માર્ક ખૂબ જ ખરચાળ રીતે રહેતો હતો. મિત્રોને ભેગા કરતો અને જલસા ઉડાવતો. ગામના લોકો તેને 'ગાંડા બિસ્માર્ક' તરીકે ઓળખતા. આ સમયે તેને હિંદુસ્તાન અને પૂર્વના બીજા દેશો જોવાની તીવ્ર ઉત્કંઠા હતી; પણ પ્રતિકૂળ સંજોગોને લીધે તે ઇચ્છા પાર ન પડી.

રાજ્યમાં સાધારણ નોકરી કરવા વિશે તે લખે છે: "રાજ્યમાં

કોઈ અધિકારી થવું તેના કરતાં ખેડૂત થવું એ વધારે માનભરેલું છે. હુકમ પાળવા કરતાં હુકમ કરવા એ મને વધારે ગમે છે."

આ પછી થોડા સમયે તેના પિતા સ્વર્ગસ્થ થયા. એટલે તે પાછો શૅનહાઉસન રહેવા ગયો. ઘરડા ગામડિયાઓ પાસે તેણે આંસુભરી આંખે વિદાય લીધી અને ગામના લોકો તેને લીલાં ખેતરો અને વૃક્ષો પાછળ અદૃશ્ય થતો આંસુભરી આંખે જોઈ રહ્યા.

ઈ. સ. ૧૮૪૫માં ધારાસભાનો એક સભ્ય મરી જતાં બિસ્માર્કને એ જગા મળી ગઈ. તે સમયે પ્રજાયુગનાં મંડાણ થયાં ન હતાં, રાજા આપખુદ સત્તા ભોગવતો હતો, છતાં રાજદ્વારી કેળવણી મળે એ હેતુથી બિસ્માર્ક તેમાં દાખલ થયો હતો.

હવે મોજશોખ કે રખડપટ્ટીનો સમય નહોતો, પણ જે બનાવે તેના જીવનમાં અચાનક પલટો આણ્યો અને આખા જર્મનીના ઇતિહાસક્રમને પલટી નાખવાની તેને સુવર્ણ તક આપી તે બનાવ બહુ જ નજીકના ભવિષ્યમાં બનવાનો હતો. આ બનાવથી તેના જીવનનાટકમાં નવો અંક શરૂ થવાનો હતો.

## પ્રકરણ ૨ જું

### જર્મન રાજ્યનો અટપટો કોયડો

ઓગણીસમી સદી એટલે યુરોપનો પહેલો ક્રાન્તિકાળ. એ સદીમાં પ્રજાયુગનાં મંડાણ થયાં. એ સદીમાં પ્રજાએ રાજાઓનો નાશ કરીને નહિ પણ તેમની આપખુદ સત્તાનો નાશ કરી જવાબદાર રાજતંત્ર મેળવીને પોતાની સત્તા સ્થાપી. મધ્ય યુરોપ ક્રાન્તિનું મધ્યબિંદુ હતું.

હવે આપણે તે વખતે જર્મનીનું બંધારણ કેવી જાતનું હતું તે જરા જોઈ લઇએ કે જેથી ભવિષ્યના બનાવોની ભૂમિકા સમજી શકાય.

અઢારમી સદીની છેલ્લી પચીસીમાં જર્મનીમાં બસો કરતાં વધારે રાજ્યો હતાં—જેમ આજે કાઠિયાવાડમાં ૧૮૦ જેટલા 'શહેનશાહો'નાં 'સામ્રાજ્યો' આવેલાં છે! જે વસ્તુસ્થિતિ આજે કાઠિયાવાડની છે લગભગ તેના જેવી જ સ્થિતિ તે વખતના જર્મનીની હતી એમ કહી શકાય.

જર્મનીમાં પહેલાં બસો કરતાં પણ વધારે રાજ્યો હતાં અને તે દરેકને સ્વતંત્ર રાજા હતો. ફ્રાન્સના તાજ વગરના શહેનશાહ નેપોલિયન બોનાપાર્ટના લોખંડી હાથે એ બધાં સ્વતંત્ર રાજ્યોને ભેગાં મસળીને તેમાંથી ૩૯ રાજ્યો બનાવ્યાં. હેમ્બર્ગ, ફ્રેંકફોર્ટ અને લુબેક જેવાં સ્વતંત્ર શહેરોને પણ તેણે ભેગાં મસળી નાખ્યાં. આ ૩૯ રાજ્યોમાં પ્રશિયાનું રાજ્ય સૌથી મોટું હતું. તેનાથી

ઊતરતે દરજ્જે સેકસની, હૅનોવર, બૅવેરિયા અને વુર્ટમ્બર્ગ હતાં. નેપોલિયનના પતન પછી યુરોપનાં રાજ્યોની ચુંથાઇ ગએલી સરહદો પાછી નક્કી થઇ અને વિયેનામાં યુરોપનાં રાજ્યોએ કોંગ્રેસ ભરી જર્મન રાજ્યોનો અટપટો કોયડો ઉકેલવા યત્ન કર્યો; પણ તે નિષ્ફળ ગયો. પરંતુ આ પ્રયત્નને પરિણામે જર્મન રાજ્યોનો એક સંઘ ( Bon-federation ) સ્થપાયો અને ઑસ્ટ્રિયા તેનું પ્રમુખ બન્યું ! ઑસ્ટ્રિયાની દખલગીરીથી આ વિકટ કોયડો વધુ ગૂંચવણ-ભરેલો થયો. બધાં જર્મન રાજ્યોમાં પ્રશિયાનું રાજ્ય સૌથી મોટું હતું એટલે ખરી રીતે બધાં જર્મન રાજ્યોએ તેના છત્ર નીચે રહેવું જોઇએ; પણ આમ આખું જર્મની એક છત્ર હેઠળ આવે અને એક રાષ્ટ્ર બને એ પડોશનાં રાજ્યોને રુચે ખરું ? તેમને તો જર્મની એક રાષ્ટ્ર બને એ ખૂંચતું હતું. એટલે પ્રશિયાને પ્રમુખ ન બનાવતાં ઑસ્ટ્રિયાને પ્રમુખ બનાવ્યું. એ રીતે વિયેના કોંગ્રેસે ઊભા કરેલા જર્મન રાજ્યસંઘનું ચિત્ર આપણું નરેંદ્રમંડળ ( Chamber of Princes ) બરાબર આપી શકશે.

આ સંઘમાં જર્મનીનાં જુદાં જુદાં રાજ્યોના પ્રતિનિધિઓ બેસતા. પ્રજાના પ્રતિનિધિઓને ત્યાં સ્થાન ન હતું. એટલે સ્વાભાવિક રીતે જ પ્રજાકલ્યાણની વાતો ત્યાં ચર્ચાય એ અશક્ય હતું. ઊલટું, દરેક પ્રતિનિધિનું ધ્યેય પોતાની આપખુદી જાળવી રાખવાનું જ હોય; અને ઑસ્ટ્રિયન પ્રમુખનું ધ્યેય એ દરેક રાજ્યને વિભક્ત અને નબળું રાખી પોતાની સત્તા ટકાવી રાખવાનું હોય એ દીવા જેવી વાત છે.

પ્રજા આ સત્ય સમજી ગઇ હતી અને તેના માનસમાં આ વિચારો ઘોળાયા કરતા હતા. તેને હવે રાજસત્તા (monarchy) તદ્દન બીનજરૂરી અને પ્રજાની પ્રગતિને ગૂંગળાવી મારનારી લાગતી હતી. અને નિરંકુશ રાજસત્તા (absolute monarchy) નો સૌથી વધારે ભયંકર છે, એ તેના મનમાં સચોટ વસી ગયું

હતું. "રાજસત્તા એટલે રાજાનો પ્રજા ઉપરનું સ્વામીત્વ ભોગવવાનો વંશપરંપરાનો અધિકાર"—એ વ્યાખ્યા અને એ વ્યાખ્યાનો અમલ હવે તેમને અસહ્ય થઇ પડયો હતો અને એ વ્યાખ્યા કબૂલ રાખવામાં રહેલી મૂર્ખાઈ તેમને નરી આંખે દેખાતી હતી. એક સારો રાજા આ અધિકાર ભોગવે એ ઘડીભર આપણે ચલાવી લઈએ, પણ તેના વંશજો પણ એટલા જ સારા થશે તેની શી ખાતરી ? તેનો વારસ વ્યભિચારી, જુલમી, બેવકૂફ કે રાજ્યકારભાર ચલાવવાને તદ્દન નાલાયક હોય છતાં તે માત્ર મર્હૂમ રાજાનો વારસ છે એટલા જ કારણથી તેના હાથમાં રાજ્યની લગામ સોંપવી, તેના હાથમાં પ્રજાનું કલ્યાણ અને સ્ત્રીઓના શિયળનું રક્ષણ સોંપવું એ શું વાજબી છે, ઈષ્ટ છે ? પ્રજાકીય પ્રગતિ અને રાષ્ટ્રભાવનાની વાત તો બાજૂએ રહી, પણ આવો રાજા પ્રજાની સલામતી પણ જાળવી શકે ખરો ? આવી ગંભીર જવાબદારીનું સ્થાન વંશપરંપરાની પ્રથાને વળગી રહી એવા નાલાયક માણસને આપવું તેના કરતાં પ્રજાએ પોતામાંથી ચૂંટી કાઢેલા કાબેલ પ્રતિનિધિઓને શા માટે ન આપવું ?—આવા આવા વિચારોએ પ્રજામાનસમાં ધડમથલ મચાવી મૂકી હતી.

જર્મન પ્રજાએ ફ્રાન્સની ક્રાન્તિ જોઇ હતી. ફ્રેન્ચોએ રાજસત્તા નાબૂદ કરી પ્રજાતંત્ર ઊભું કર્યું હતું એ તેણે જોયું હતું. ઇટાલિયનો પણ પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે મજબૂત લડત ચલાવતા હતા, એ તે જાણતી હતી. ઈંગ્લંડ રાજાને એક રમકડું બનાવી, બધી સત્તા તેની પાસેથી ખૂંચવી લઇ પાર્લામેન્ટ દ્વારા રાજ્ય કરતું હતું, એટલું જ નહિ પણ જગતભરમાં પોતાનું સામ્રાજ્ય વિશાળ કરતું જતું હતું, એ તે જોતી હતી. અમેરિકા પણ સ્વતંત્ર બની પ્રગતિ કરી રહ્યું હતું તે તેની નજર સામે જ હતું. ચારે બાજૂ મોટાં મોટાં રાષ્ટ્રો રાજાની સત્તા નાબૂદ કરી, પ્રજાતંત્ર સ્થાપી પ્રગતિ કરી રહ્યાં હતાં ત્યારે જર્મન પ્રજા જુદાં જુદાં રાજ્યો વચ્ચે વહેંચાએલી અસહાય પડી હતી, રાજાઓની આપખુદ સત્તા નીચે

સડતી હતી; અને રાજાઓ પરદેશી ઑસ્ટ્રિયન રાજાના નચવ્યા નાચતા હતા, એ તે જોઈ શકતી હતી. પ્રજાના પ્રાણ રૂંધાતા હતા અને તેના અંતરના ઊંડાણમાંથી અવાજ આવતો હતો કે હવે આ નહિ ચાલે. હવે આપણે માથું ઊંચકવું જ પડશે. આ જુલમ નહિ સહેવાય. પ્રાણ રૂંધાય છે, સહન થતું નથી!

જર્મનીના વિચારકોની દૃષ્ટિ ખુલી ગઇ. જર્મન વિદ્યાપીઠના અધ્યાપકોએ પ્રજાશરીરમાં પ્રાણ ફૂંકવા શરૂ કર્યા. તેમણે ધીમે ધીમે આમવર્ગમાં વિપ્લવના વિચારો, ક્રાન્તિની ચિનગારીઓ ચેતવવા માંડી: દેશની ઉન્નતિ કરવી હોય તો દેશના યુવાનો સ્વ-દેશાભિમાની, વિપ્લવવાદી અને વર્તમાન સ્થિતિથી અસંતોષી હોવા જોઇએ. યુવકો જ રાષ્ટ્રના ભાગ્યવિધાતા છે, એવો શંખનાદ ફૂંકાયો.

થોડા જ વખતમાં યુવાનોમાં નવચેતન આવ્યું, તેમની આંખોમાં રોષ આવ્યો, દેશની પ્રગતિને ગૂંગળાવી મારનાર સડાઓ સામે બંડ ઉઠાવવા તેમણે નિશ્ચય કર્યો. આમ જર્મન કેળવણીકારો અને શિક્ષકોએ દુનિયાને બતાવી આપ્યું કે તેઓ નમાલા પંતુજી નથી પણ દેશનું અને આવતી કાલની પ્રજાનું સાચું ઘડતર કરનારા સર્જકો છે.

આમ જર્મનીમાં પહેલી જ વાર રાષ્ટ્રચેતનનો પ્રવાહ શરૂ થયો.

જર્મન પ્રજામાં ધીમે ધીમે નવા પ્રાણ સંચાર થતા હતા એ ઑસ્ટ્રિયાને ન રુચ્યું. શાનું રુચે? પ્રજા પોતાની અબાધીત સત્તા સામે માથું ઊંચું કરે એ કયી સત્તાને ગમ્યું છે કે ઑસ્ટ્રિયાને ગમે? તેનો ઈરાદો તો જર્મનીને વિભક્ત રાખીને નબળું રાખવાનો જ હતો. તેણે જર્મન સંઘની સભામાં વિદ્યાપીઠોની પ્રવૃત્તિ દાબી દેવાનો ઠરાવ કરાવ્યો. આખા જર્મનીમાં જુલમ અને ત્રાસનું વાતાવરણ ફેલાઈ ગયું. જર્મન રાજાઓ કુહાડાના હાથા બન્યા; પણ ગમે તેટલી જુલમની ઝડી વરસયા છતાં, ગમે તેટલા સીતમો ગુજર્યા છતાં, જાગેલા રાષ્ટ્રનો પ્રાણ પોતાના અપૂર્વ બળથી જાલીમ સત્તાનો સામનો કરે જ છે. તેમ જર્મન યુવાન પ્રજાએ પોતાની

પ્રવૃત્તિ છૂપી રીતે ચાલુ જ રાખી. સરકારના ચાંપતા જોસા છતાં ક્રાન્તિકારક સાહિત્ય વેચાતું જ રહ્યું. એક વખત આવેલી જાગૃતિ ગમે તેટલા જુલમ છતાં નથી જ દબાતી.

ઇ. સ. ૧૮૩૦માં ફ્રાન્સમાં ક્રાન્તિ થઇ. આ જોઇ બળવાખોર જર્મન જુવાનો બળવા માટે તૈયાર થયા. પણ આખી જર્મન આમપ્રજા હજી કેળવાઇ ન હતી. ડ્રેસ્ડન, હમ્બર્ગ અને બર્લિનમાં છમકલાં થયાં, પણ વિપ્લવવાદીઓને પ્રજાનો જોઇતો ટેકો ન મળ્યો.

ઈ. સ. ૧૮૪૦માં ફ્રેડરિક વિલિયમ ચોથો પ્રશિયાની ગાદી ઉપર આવ્યો. એ રાજા ગૃહસ્થ તરીકે ઉમદા હતો પણ રાજા તરીકે ખરાબ હતો. જ્યારે આ રાજા ગાદી પર આવ્યો ત્યારે અસંતોષથી ધૂંધવાતા કેળવાએલા વર્ગે આશા રાખી હતી કે હવે કાંઇક સુધારા થશે ખરા, પણ આ મૂર્ખ રાજા પ્રજાની લાગણી અને પ્રજાનો અસંતોષ ઓળખી શક્યો નહિ અને પોતાના વિલાસ પાછળ લખલૂટ ખર્ચ કરતો રહ્યો. પ્રજાના કહેવાતા પ્રતિનિધિઓની રાજસભા (States' General) પણ હવા ખાતી રહી.

આખરે ઇ. સ. ૧૮૪૭માં એક મહાન બનાવ બન્યો અને તેણે બિસ્માર્કના નસીબ આડેનું પાંદડું ખસેડી નાખ્યું અને સાથે સાથે જર્મનીનું નસીબ પણ ફરી ગયું.

ફ્રેડરિક વિલિયમ ચોથાએ જોયું કે જર્મનીના વેપારની વૃદ્ધિ માટે રેલવે સિવાય ચાલે તેમ નથી. પણ રેલવે માટે પૈસા જોઇએ તે તેની પાસે ન હતા અને તે માટે લોન ઊભી કરવી જોઇએ. એટલે ઇ. સ. ૧૮૪૭માં તેને રાજસભા બોલાવવાની ફરજ પડી. ધૂંધવાતા લિબરલ પક્ષ માટે આ સોનેરી તક હતી, અને એ તકનો પૂરેપુરો લાભ લેવાની તેમણે તૈયારી કરવા માંડી. લિબરલોનો નેતા ફોન વિન્કલ એક સમર્થ પુરુષ હતો. અને તે વખતની રાજસભામાં લિબરલોની બહુમતી પણ હતી એટલે તેમના પાસા સફળ નીવડે એવા સંજોગો હતા. તેણે રાજા સામે પુષ્કળ આક્ષેપો કર્યા અને લોન ઊભી કરવા દેવાની સાફ

ના પાડી. વાતાવરણ ખૂબ જ ઉશ્કેરાએલું હતું અને આખી રાજસભા જાણે કોઈ યુદ્ધની છાવણી હોય એમ તેમાં લડાયક વાતાવરણને લીધે ખળભળાટ મચી રહ્યો હતો. ફ્રેડરિક વિલિયમને પોતાના રાજસિંહાસનના પાયા આજે ડગમગતા દેખાયા અને તેના હૃદયમાં પણ ભયસંચાર થયો!

પણ ત્યાં તો એક ચમત્કાર થયો. રાજાની મદદ માટે જાણે ઈશ્વરે કોઇ ફિરસ્તો મોકલ્યો હોય તેમ અત્યાર સુધી શાન્ત બેઠેલો બત્રીસ વર્ષનો પ્રતિભાવાન જુવાન બિસ્માર્ક રાજાના તારણહાર સરીખો આગળ આવ્યો.

તેના પ્રતિભાશાળી મુખે અને તેજસ્વી આંખોએ બધાનું ધ્યાન ખેંચ્યું. તેણે બહુ સુલંઠ નહિ પણ જુસ્સાદાર, સ્પષ્ટ અને મધુર ભાષામાં રાજાનો બચાવ કર્યો. તેની દલીલો સચોટ અને વેધક હતી અને તેની છટા અને પ્રતિભા અપૂર્વ હતી. જર્મન પ્રજાએ અત્યાર સુધીના દિવસોમાં આવો અસાધારણ લાગતો માણસ કદી જોયો ન હતો.

આમ હાથ પર આવેલી બાજી બગડી ગએલી જોઇ લિબરલોના ગુસ્સાનો પાર રહ્યો નહિ. લિબરલ નેતા ફોન વિન્કલ અને ઉદ્દામ પક્ષનો નેતા ડી'એસ્ટર તેના ઉપર ધૂંધવાતા હતા. પણ તેની દલીલોનો જવાબ આપવો એ રમતવાત ન હતી. એક પ્રસંગે ડી'એસ્ટરે બિસ્માર્કને કહ્યું: "જો તમારો પક્ષ જીતે તો તમારે અમને ફાંસીએ ન લટકાવવા; અમે જીતીશું તો અમે તમને ફાંસીએ નહિ લટકાવીએ." પણ બિસ્માર્કે તરત જ આનો જવાબ આપ્યો: "નહિ, જો તમે જીતો તો અમારું જીવ્યું વ્યર્થ છે. ફાંસીએ તો ચડાવવા જ જોઇએ, પણ માન સાથે."

રાજસભાનું સત્ર પૂરું થતાં ઇ. સ. ૧૮૪૮માં બિસ્માર્ક પાછો પોમેરાનિયા ગયો. ત્યાં તેણે જોહાના નામની ભલી પણ લાગણીપ્રધાન કુમારિકા સાથે લગ્ન કર્યાં અને ઇટાલી તથા ઑસ્ટ્રિયાની સહેલગાહે તેની સાથે ઊપડી ગયો.

## પ્રકરણ ૩ જું

### જ્વાળામુખી ફાટ્યો!

વર્ષો થયાં યુરોપનો જ્વાળામુખી ધૂંધવાતો હતો અને તેના ગર્ભમાં ભયંકર ઉથલપાથલ થઇ રહી હતી. જર્મની, ઓસ્ટ્રિયા અને ફ્રાન્સ તેના મુખ ઉપર બેઠાં હતાં. ફેબ્રુઆરીની ૨૪ મીએ તેનો પહેલો ધડાકો થયો અને તેમાં ફ્રાન્સનો શહેનશાહ લુઈ ફિલીપ ઊડી ગયો. માર્ચની ચોથી તારીખ સુધીમાં એ જ્વાળામુખીમાંથી નીકળેલો ધગધગતો લાવા રસ બર્લિનના રસ્તાઓમાં જાણે ફરી વળ્યો હોય તેમ વિપ્લવવાદીઓનાં ટોળેટોળાં ઊભરાવા લાગ્યાં. વાતાવરણ ગરમાગરમ હતું અને લોકો ઉશ્કેરાઈ ગયા હતા. બ્રેન્ડનબર્ગ દરવાજા પાસે લોક જમા થયું હતું. લશ્કરી પોશાકમાં સજ્જ થએલો પ્રધાન લશ્કર સાથે ઘોડા ઉપર બેસીને દોડધામ કરી રહ્યો હતો. તેણે ટોળે મળેલા લોકોને કોલાહલ ન કરવા હુકમ કર્યો. પણ તેમણે સામો જવાબ આપ્યોઃ "તમારે શી પંચાત? અમે હવે સ્વતંત્ર છીએ, અમને ગમે તેમ અમે કરીશું." *

આ પછી તા. ૧૦મીએ વિયેનામાં ધડાકો થયો અને તે સમાચાર જાણીને બર્લિનમાં વધારે જોર આવ્યું. લશ્કરે ચોમેર દોડધામ કરી મૂકી અને ઉપયોગી મથકો કબજે કર્યાં. ખાંડાના

---

* Paul Weigler in "*Wilhelm der Erste*"

ખણખણાટ અને ઘોડાઓના દાબલાના અવાજથી બર્લિનના રાજમાર્ગો રાતદિવસ ગાજતા હતા. રાજમહેલ પાસે લોક જમા થયું હતું. થોડી થોડી વારે "સિપાઈઓને દૂર કરો! સિપાઈઓને દૂર કરો!" ની ઘોષણા થતી હતી. તેના જવાબમાં સિપાઈઓએ ગોળીબાર કર્યા, પ્રશિયન એલચીએ વિયેનાથી ત્યાંની ઉથલપાથલના સમાચાર મોકલ્યા હતા. જ્વાળામુખી બહુમુખી હતો: મ્યુનિચ, મિલાન, મેસિના વગેરે શહેરોમાં વિપ્લવ ફાટી નીકળ્યો હતો. લંડનમાં પણ વાતાવરણ બહુ ગરમ હતું અને 'ચાર્ટિસ્ટો' તોફાને ચડયા હતા. 'વૅાટર્લૂના વીર' ડયૂક ઑફ વેલિંગ્ટનને પણ ઘરમાં ભરાઇ રહેવું પડયું હતું! ખાસ કરીને વિયેનાના સમાચારે ફ્રેડરિક વિલિયમને ગભરાવ્યો. હાંફતા હાંફતા રવેશમાં આવીને તેણે સુધારા કરવાનું વચન આપ્યું. પણ એટલાથી આમવર્ગને સંતોષ ન થયો. "સિપાઇઓને દૂર કરો! સિપાઇઓને દૂર કરો!"ની ઘોષણા ચારે બાજૂથી ફરી ફરીને ગાજવા લાગી. જવાબમાં ગોળીબાર થયા. ઠેકઠેકાણે ઝપાઝપી ચાલી. ૧૮ મી માર્ચની અજવાળી રાત વધારે ભયંકર લાગતી હતી. ચાંદનીમાં બર્લિન નાહતું હતું અને લોહીમાં તેના રાજમાર્ગો નાહતા હતા. રાજાનો ભાઈ પ્રિન્સ વિલિયમ જનરલ ગરલેક સાથે તોપખાનું લઇ બહાર પડયો. નવી તલવારો ચાંદનીમાં ચમકતી હતી અને તોપો તથા બંદૂકોના અવાજથી વાતાવરણ ગાજી રહ્યું હતું. દુર્ગમાં ભરાઈ બેઠેલો રાજા ભયથી ધ્રૂજતો હતો અને વારેવારે, બંદૂકના અવાજે અવાજે ચમકીને બે હાથ વચ્ચે માથું છુપાવી દેતો હતો. આમ ને આમ તે દિવસ અને રાત પસાર થઈ ગઈ.

બીજી સવારે તેણે એક જાહેરનામું બહાર પાડયું અને લોકોને શાન્ત થવા આજીજી કરી. લશ્કરને પાછું ખેંચી લેવા તેણે હુકમો છોડયા. લશ્કર પાછું ફરતું હતું તે જોઇ હવે લોકો લશ્કરની હાંસી કરવા લાગ્યા. લોકોને શાન્ત કરવા તે રવેશમાં આવ્યો. લોકો ખૂમો

પાડવા લાગ્યા: "કેદીઓને છોડો, કેદીઓને છોડો!" લોકો શાન્ત થઇ ઘરભેગા થાય એ શરતે કેદીઓને છોડવા રાજા કબૂલ થયો. એટલામાં ત્યાંથી પસાર થતાં મુડદાંઓ તરફ લોકોએ રાજાનું ધ્યાન ખેંચ્યું. વિપ્લવવાદીઓનાં મૃતશરીરોને રાજાએ ધ્રૂજતા હાથે ટોપી ઉતારી માન આપ્યું. રાજાની આવી હીન દશા જોઈ પાછળથી રાણીનો ધ્રૂજતો અવાજ સંભળાયો: "હવે તો શૂળીએ ચડવાનું જ બાકી છે!"

લોકો વીફર્યા હતા એ જોઇ સરદારોએ રાજાને નાસી છૂટવાની સલાહ આપી. પણ તે કોઇ જાતના નિશ્ચય ઉપર આવી શક્યો નહિ. તેની વિવેકબુદ્ધિ બહેર મારી ગઇ હતી. છેવટે સરદારોનું માનીને મહાન ફ્રેડરિકનો વંશજ અને હોહેનઝોલર્ન કુળનો એ હીરો બહાર નીકળ્યો. પણ જ્યાં એ સીડી પાસે પહોંચ્યો ત્યાં કાઉન્ટ આરનિએ તેને અટકાવીને ટોણો માર્યો: "કોઈ પણ હોહેનઝોલર્ન મોતથી ડરીને હજી સુધી તો નથી ભાગ્યો!" રાજા પાછો ફર્યો.

દરમિયાન બર્લિનની પ્રજા ભવિષ્યના ગાદીવારસ વિલિયમ ઉપર ક્રોધે ભરાઈ હતી. તેની હાજરી રાજા માટે ભયરૂપ હતી તેથી રાજાના દબાણથી તેણે ઇંગ્લંડ નાસી જવા નિશ્ચય કર્યો. લોકોનાં ટોળાં વચ્ચેથી ગાડીમાં બેસી તે છટકી ગયો. સાંભળતાં શ્વાસ થંભી જાય એવાં જોખમો ખેડી આખરે તે લંડન પહોંચ્યો. આ બાજૂ બર્લિન તો હજી ઊકળતું જ હતું. વિદ્યાર્થીવર્ગે રાજમહેલ ઉપર બે જ શબ્દો લખ્યા: "રાષ્ટ્રીય મિલકત." અને એ બે જ શબ્દોએ રાજમહેલને પ્રજાના ક્રોધાગ્નિમાંથી બચાવી લીધો. દુર્ગમાં છુપાએલો રાજા હજી ધ્રૂજે છે. નાદાન પ્રજા 'ઇશ્વરના પ્રતિનિધિ' રૂપ રાજાની આટલી અવગણના કરે, તેને આટલી નામોશી આપે એ વાત તેને સ્વપ્ન જેવી જ લાગતી હતી. "ના, એમ ન બને, મારી પ્રજા મને ચાહે છે—" એમ જ તે પોતાના નજીકના મિત્રોને

કહેતો. પણ વસ્તુસ્થિતિ તદ્દન પલટાઈ ગઈ હતી એનો પાછળથી તેને ખ્યાલ આવ્યો એટલે તેણે એક જાહેરનામું બહાર પાડ્યું: 'વહાલા બર્લિનવાસીઓ! શાન્ત થાઓ. ...હું બધું લશ્કર ખેંચી લેવા વચન આપું છું...માંદગીના બિછાના ઉપર પડેલી તમારી વહાલી અને વફાદાર મહારાણી પણ મારી સાથે તમને આંસુભરી આંખે આજીજી કરે છે!"* પણ બંદૂકોના ધડાકા, તોપોના ગડગડાટ, ખાંડાના ખડખડાટ, ઘોડાઓના હણહણાટ અને લોકોના કોલાહલમાં રાજારાણીનો એ નબળો ધ્રૂજતો આજીજીભર્યો અવાજ સંભળાતો નથી. જ્યાં ત્યાં રાજાનું જાહેરનામું ફાડી નંખાય છે, રાજમાર્ગો ધૂમાડાથી ઢંકાએલા છે, તેમાં ફદડફ ફદડફ કરતા ઘોડેસ્વારો બંદૂકો અને નાગી તલવારો સાથે ઘૂમે છે. લોકો સામી છાતીએ લડે છે. આખરે નાહિમ્મત રાજા લશ્કર ખેંચી લઈ શરણે થાય છે. પોતાને 'ઇશ્વરના પ્રતિનિધિ' તરીકે ઓળખાવતો રાજા પોતાના 'ઇશ્વરદત્ત હક્ક' છોડી દે છે. રાજાની સત્તા ઉપર જબરો અંકુશ મૂકી કેળવાએલો લિબરલ પક્ષ સત્તામાં આવે છે અને રણમેદાન બની ગએલું બર્લિન પાછું શાન્ત શાણું શહેર બને છે.

બિસ્માર્કને આ વિપ્લવની ખબર જ ન હતી. લોકો જ્યારે બર્લિનમાંથી ગામડાંઓ તરફ ભાગવા લાગ્યા ત્યારે જ બિસ્માર્કને આની ખબર પડી. બિસ્માર્ક તરત જ લશ્કરી અમલદારોને મળ્યો, પોતાના ગામની વ્યવસ્થા કરી અને બર્લિન જવા તૈયારી કરવા માંડી. બિસ્માર્કે દાઢી મુંડાવી નાખી, વેશપલટો કર્યો અને બર્લિન તરફ ઊપડી ગયો. તેના જેવા માણસની જિંદગી આ સમયે જોખમમાં હતી, છતાં તેણે આ સાહસ કર્યું. એક ન્યાયાધીશે તેને ઓળખી કાઢ્યો: "અરે બિસ્માર્ક! તમે અહીં ક્યાંથી? અહીં તો દંગો રમાય છે!"

ભયની દરકાર રાખ્યા વિના તે રાજાને મળવા ગયો, પણ

* Paul Wiegler

ડરપોક રાજાએ તેને મુલાકાત ન આપી. રાજાએ મુલાકાત ન આપી એટલે તે તેના ભાઈ પ્રિન્સ વિલિયમની પત્ની ઓગસ્ટાને મળ્યો. રાજાને પુત્ર ન હોવાથી તેનો ભાઈ વિલિયમ ગાદીનો વારસ હતો. તેની પત્ની ઓગસ્ટા ખૂબ જ કાર્યદક્ષ, કાવાદાવામાં કુશળ અને મહત્ત્વાકાંક્ષી બાઈ હતી. તેને પોતાના પતિ વિલિયમ કરતાં પણ પોતાના પુત્ર ફ્રેડરિક ( મોજી કૈસરના પિતા ) પ્રત્યે વધુ પક્ષપાત હતો અને તેને માટે પ્રશિયાની ગાદી કાયમ રાખવા તે ખૂબ જ આતુર હતી. બિસ્માર્ક તેને મળ્યો ખરો, પણ તે બન્નેના વિચારોમાં ખૂબ જ મતભેદ હતો અને તેમને એક બીજા માટે અણગમો હતો એટલે એ મુલાકાતનું કાંઈ જ પરિણામ ન આવ્યું.

આમ બળવાખોરોની બાજી ઊથલાવી નાખવામાં રાજાના ડરપોકપણાને લીધે બિસ્માર્કને નિષ્ફળતા મળી.

આ પછી લિબરલ પ્રધાનોએ પાર્લામેન્ટ ચલાવી. તેઓ ખૂબ જ આનંદમાં આવી ગયા હતા અને આ બનાવ માટે આનંદ પ્રદર્શિત કરતા હતા. પણ બિસ્માર્કની નજર ખૂબ લાંબે સુધી જઈ શકતી હતી. તેણે આ વિપ્લવને સખત શબ્દોમાં વખોડી કાઢ્યો અને લાગણીભર્યા અવાજે પોતાનો વિરોધ પ્રદર્શિત કર્યો. તે એટલો બધો ઉશ્કેરાઈ ગયો હતો કે બોલતાં બોલતાં તેનો કંઠ રૂંધાઈ ગયો, આંખમાં પાણી આવી ગયાં અને તેને અધવચમાં જ પોતાની બેઠક લેવી પડી.

સાથે સાથે બિસ્માર્કે આ વિપ્લવ વિરુદ્ધ ભારે જુસ્સાથી પ્રચારકામ શરૂ કરી દીધું હતું. તેણે રાજાને પોતાની સલાહ મુજબ ચાલવા બહુ બહુ રીતે સમજાવ્યો, પણ તેના મનમાંની બીક હજી ગઈ ન હતી. ત્યાં અચાનક સમાચાર આવ્યા કે ઓસ્ટ્રિયામાં રાજાના લશ્કરે વિપ્લવવાદીઓ ઉપર વિજય મેળવ્યો હતો અને તેમની સરકારને તોડી પાડી હતી. રાજામાં હવે જોર આવ્યું, તેણે પોતાનું

અનુભવી બળવાન લશ્કર તૈયાર કર્યું, અને બળવાખોરોને દબાવી દઈ બર્લિનનો કબજો લીધો. આમ લશ્કરી સત્તાના બળે રાજા બીનઅનુભવી બળવાખોરોને દાબી દેવામાં ફતેહમંદ થયો.

હવે ગારલેક વડો પ્રધાન થયો. તેણે બિસ્માર્કને પ્રધાનમંડળમાં લેવા રાજાને ભલામણ કરી. પણ રાજામાં હજી એટલી હિંમત આવી ન હતી. જે કાગળ ઉપર ગારલેકે આ ભલામણ કરી હતી તે કાગળના એક ખૂણા ઉપર તેણે લખ્યું: "જ્યારે બેયોનેટ બળવાન હોય ત્યારે જ આ માણસનો ઉપયોગ કરવો !"

## પ્રકરણ ૪ થું

### બિસ્માર્ક પ્રશિયાને બચાવે છે

**પ્રશિયન** વિપ્લવવાદીઓને સફળતા પણ મળી અને પાછી નિષ્ફળતા પણ મળી. રાજાએ લશ્કરી બળથી બળવાને દાબી દીધો હતો, લોહીનું ટીપું પણ રેડયા વિના પોતાની સત્તા પાછી મેળવી હતી; છતાં હવે તેણે જોઈ લીધું હતું કે ક્રાન્તિ અને વિપ્લવવાદીઓ એ એક એવું તત્ત્વ છે કે જેની અવગણના હવે વધુ વખત કરી શકાશે નહિ. તેણે વિપ્લવવાદીઓ ઉપર વિજય મેળવ્યો હતો ખરો, પણ હજી વિપ્લવના પડઘા શમ્યા ન હતા અને પાર્લામેન્ટના લિબરલ સભ્યોનો પ્રચંડ વિરોધ હજી ચાલુ જ હતો. જર્મન રાજ્યોનું સંગઠન કરી એક મહાન જર્મનરાષ્ટ્ર સર્જવાના તેમના ભવ્ય મનોરથો હજી હૃદયપ્રદેશમાં રમી રહ્યા હતા.

ઇ. સ. ૧૮૪૮માં લિબરલ ધારાસભાએ ફ્રેંકફોર્ટમાં આ પ્રશ્ન ઉપાડી લીધો. તેમણે એક નવું રાજ્યબંધારણ ઘડી કાઢ્યું. આ બંધારણથી તેમણે ઓસ્ટ્રિયા અને તેની હકુમત નીચેની જર્મન

પ્રજાને બાતલ કરી બાકીની જર્મન પ્રજાનો એક સંઘ ઊભો કર્યો અને પ્રશિયાના રાજાને જર્મન પ્રજાના શહેનશાહ તરીકે પસંદ કર્યો.

આ પછી આ યોજના લઈને એક પ્રતિનિધિમંડળ બર્લિન આવ્યું, અને ફ્રેડરિક વિલિયમ પાસે પોતાની યોજના રજૂ કરી જણાવ્યું કે "જર્મન રાષ્ટ્રના પ્રતિનિધિઓ આશા રાખે છે કે આપ નામદાર પુનર્જીવન પામેલા જર્મનીના સર્વોપરિ મહારાજા થવાની માનવંત ફરજ સ્વીકારશો. જર્મન રાષ્ટ્રસભાની આ વિનંતીની અવગણના નહિ કરવા અમો આપ નામદારને વિનયપૂર્વક પણ આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ કરીએ છીએ." *

રાજાએ આ માગણીનો સ્વીકાર ન કર્યો. પણ નવાઈની વાત તો એ છે કે આ વિનંતીપત્ર ઉપર બિસ્માર્કે સહી કરી હતી, છતાં જ્યારે રાજાએ એ માગણીનો સ્વીકાર ન કર્યો ત્યારે બિસ્માર્કે રાજાને ટેકો આપ્યો! રાજાને ટેકો આપતું એક યાદગાર ભાષણ આપતાં તેણે પાર્લામેન્ટમાં જણાવ્યું હતું:

"ફ્રેંકફોર્ટ આપણને વ્યવસ્થિત અરાજકતા આપવા માગે છે. દરેક જણને જર્મનીની એકતા જોઈએ છે. પણ એ ઐક્ય મારે ચાલુ બંધારણના ભોગે નથી જોઈતું. ગમે તે થાય, પણ હું તો પ્રશિયા એ પ્રશિયા જ રહે એ વધારે પસંદ કરું છું. ફ્રેંકફોર્ટ આપણને જે મુગટ આપે છે તે કદાચ ઝળહળતી રીતે પ્રકાશતો હશે, પણ જે સુવર્ણ તેને ચળકાટ આપશે તે સુવર્ણ તો પ્રશિયન રાજમુગટને પીગાળી નાખીને જ પૂરું પાડવું પડશે. મને જરાય વિશ્વાસ નથી કે રાજમુગટનું નવું ઘડતર આ જાતના બંધારણ નીચે ફતેહમંદ નીવડે."

ઉપર ઉપરથી જોનારને બિસ્માર્કના આ શબ્દો રાષ્ટ્રવિઘાતક અને પ્રજાપ્રગતિરોધક લાગે; પણ તેમ નથી. બિસ્માર્ક દીર્ઘદ્રષ્ટા

* Emil Ludwig

હતો. તે જાણતો હતો કે જુદા જુદા જર્મન રાજાઓ પોતાની સ્વતંત્રતા જતી કરશે નહિ; તે જાણતો હતો કે જર્મનીનું ઐક્ય થાય અને તે એકરાષ્ટ્ર બને એ ફ્રાન્સ, રશિયા અને ખાસ કરીને ઓસ્ટ્રિયા સાંખી લેશે નહિ; તે જાણતો હતો કે આ યોજના મુજબ જર્મન રાજ્યો ઉપરનો કાબૂ હાથમાંથી જતો રહેતો હોવાથી ઓસ્ટ્રિયા પ્રશિયા સામે પગલાં લીધા સિવાય રહેશે નહિ. અને બળવાન ઓસ્ટ્રિયા સામે ટક્કર ઝીલવા જેટલી શક્તિ પ્રશિયામાં ન હતી એ પણ તે જાણતો હતો. આ દીર્ઘ દૃષ્ટિવાળા મુત્સદ્દીની નજર સામે આ આખી પરિસ્થિતિનું દૃશ્ય ખડું થઇ ગયું હતું અને તેને ચોક્કસ લાગતું હતું કે આ નવી યોજના સ્વીકારવાથી જર્મનીની પૂરેપુરી દુર્દશા જ થશે એટલે તેણે ભારપૂર્વક જણાવ્યું કે આપણે પ્રશિયન જ છીએ અને પ્રશિયન જ રહીશું.

આખરે રાજાએ ફ્રેંકફોર્ટની ધારાસભાની માગણીનો અસ્વીકાર કર્યો. આ માગણી ન સ્વીકારવાનું બીજું પણ એક કારણ હતું. આ વિજ્ઞપ્તિ જર્મન પ્રજા તરફથી આવી હતી; જર્મન રાજાઓ તરફથી નહિ. જર્મન પ્રજા જર્મનીનું તાજ લાવે અને રાજા તે સ્વીકારે, એ કંઇ તેના જેવા રાજાના મોભાને છાજે ખરું ? જર્મન રાજાઓ તેના સમોવડિયા ગણાય, અને તેઓ જો તેને જર્મન શહેનશાહતનો તાજ આપવા આવે તો એ ઠીક લાગે!

છતાં રાજાને મોટા તો થવું જ હતું. એટલે તેણે એક નવી યોજના ઘડી કાઢી. દક્ષિણનાં જર્મન રાજ્યોમાં ઓસ્ટ્રિયાની લાગવગ વધારે હતી એટલે તેણે દક્ષિણનાં રાજ્યોને બાતલ કરી ઉત્તરનાં જર્મન રાજ્યોનો સંઘ બનાવી તેના પ્રમુખસ્થાને બેસવાનો નિશ્ચય કર્યો. પણ બિસ્માર્ક તેના કરતાં વધારે ડાહ્યો અને દૂરદેશી હતો. તેણે આ યોજના સામે પણ વિરોધ ઉઠાવ્યો. તેને કાળા ગરુડવાળા સફેદ રાષ્ટ્રધ્વજમાં જર્મનીનો પીળો રંગ નહોતો જોઇતો.

આ તરફ ઑસ્ટ્રિયાએ જૂનું જર્મનબંધારણ તાજું કર્યું અને જર્મન રાજાઓને એ બંધારણ હેઠળ એકઠા થવા બોલાવ્યા. હવે જર્મન રાજ્યોમાં ફાટ પડી. બેવેરિયા, વુર્ટમ્બર્ગ, હેનોવર અને સેક્સનીનાં જર્મન રાજ્યો ઑસ્ટ્રિયાના પક્ષમાં ગયાં; કેટલાંક રાજ્યો પ્રશિયાના પક્ષમાં ગયાં; અને હેસેકેસલ (Hesse Cassel) નામના એક નાના જર્મન-રાજ્યની પ્રજા પ્રશિયાના પક્ષમાં ગઇ. પણ રાજાને પ્રજા સાથે અણબનાવ હોવાથી રાજા ઑસ્ટ્રિયાના પક્ષમાં ગયો. તે નાના રાજ્યના રાજાએ પોતાની પ્રજા વિરુદ્ધ ઑસ્ટ્રિયાને ફરિયાદ કરી. ઑસ્ટ્રિયાને જોઇતી તક મળી ગઈ! તેણે તરત જ કેસલની પ્રજાને શિક્ષા કરવા લશ્કર તૈયાર કર્યું. પ્રશિયાની સામે લડીને તેની આ નવી યોજના ભાંગી નાખવી એ જ તેનો હેતુ હતો. કોઇ પણ બહાને પ્રશિયાને લંગડું કરી નાખવું એવી તેની ઘણા વખતથી દાનત હતી અને તેને માટે આ અનુકૂળ તક ઑસ્ટ્રિયાને મળી ગઇ.

આ તરફ નવી યોજના મુજબ નવા સંઘના પ્રમુખ તરીકે કેસલની પ્રજાનું રક્ષણ કરવું એ પ્રશિયન રાજાની ફરજ હતી. લિબરલ પક્ષનો નેતા હેરફોન રેડોવિટ્ઝ પ્રશિયાનો વડો પ્રધાન હતો. ઑસ્ટ્રિયાનો સામનો કરવા તે તૈયાર થયો. તે કાબેલ માણસ હતો, પણ એક રાજદ્વારી દીર્ઘ દષ્ટિવાળો પુરુષ ન હતો. 'તે એક માણસ હતો; સીઝર ન હતો.' ઑસ્ટ્રિયા સામે લડવામાં પ્રશિયન સૈન્યની પૂરેપુરી ખાનાખરાબી થશે એ તેને સૂઝયું ન હતું. નવા સ્વપ્નના તરંગમાં તેને એ ન સૂઝ્યું કે પોતે પ્રશિયાના સિપાહીઓને વિનાશના મુખમાં હોમી રહ્યો છે. અને જો એ લડાઇમાં હારી જાય તો એ આખી નવી યોજનાના શા હાલ થાય એ પણ તેના ધ્યાનમાં ન આવ્યું.

બિસ્માર્ક આખી બાજી કળી ગયો. ક્ષણવારમાં તેણે જોઇ લીધું કે પડીના ખૂણા ભાગમાં ઑસ્ટ્રિયા જર્મનીનો ભુક્કો કરી

નાખશે અને જર્મન એકરાષ્ટ્ર બનાવવાનાં બધાં સ્વપ્નાં ઊડી જશે. એટલે આ લડાઇ વિરુદ્ધ તેણે જબરી ઝુંબેશ ઉઠાવી. રાજા અને રેડોવિટ્ઝ વિરુદ્ધ તેણે ખૂબ પ્રહારો કર્યા. લડાઈનું કારણ ઉડાવી દેતાં તે એક યાદગાર ભાષણમાં બોલ્યો :

"મહાન રાજ્યો શામાટે લડી મરે છે?...જો કોઇ મને વિગ્રહ જગાવવાની જરૂરિયાત માટે ખાતરી કરાવી આપે અથવા વિગ્રહ વિના ન જ આવે એવા કોઇ સારા પરિણામ તરફ મારું ધ્યાન ખેંચે તો હું વિગ્રહ જગાવવાની સલાહ આપું. સદ્ગૃહસ્થો! તમે વિગ્રહને લાયક કોઈ કારણ બતાવો તો હું તમારા પક્ષમાં આવું. પોતાની ઓફિસમાં કે દીવાનખાનામાં દેવતાની હૂંફમાં બેસી વિગ્રહ ચલાવવો કે મોટાં મોટાં ભાષણો આપવાં એ ઠીક છે—પછી ભલેને વિજય અને કીર્તિ મળે કે ન મળે—પણ કડકડતી ટાઢમાં, બરફ ઉપર લોહીમાં તરફડતાં તરફડતાં મરવાનું તો સિપાઇઓને છે ને!...પોતાનાં બળી ગએલાં ખેતરોમાં અફસોસ કરતા અને ઝૂંપડી વિનાના થઈ પડેલા ખેડૂતોને, જખમી થવાથી લાચાર બનેલા માણસોને, અને પુત્રોને લડાઇમાં ગુમાવી બેઠેલાં વૃદ્ધ માતાપિતાને તમે એમ કહેવાની હિંમત કરશો કે 'તમે ઘણું સહન કર્યું; પણ હવે આનંદ કરો. કારણ કે આપણો સંઘ સલામત છે, હેમખેમ બચી ગયું છે?'"

બિસ્માર્કના વિરોધે રેડોવિટ્ઝની સત્તાના પાયા હચમચાવી નાખ્યા.

આ તરફ ઓસ્ટ્રિયાએ લડાઈની પૂરેપુરી તૈયારી કરી હતી અને પોતાના એલચીને બર્લિનથી પાછો બોલાવ્યો હતો; જ્યારે પ્રશિયાના લડાઇખાતાના પ્રધાને તો લડાઈની કાંઇ જ તૈયારી કરી ન હતી. પ્રશિયાના પ્રધાનમંડળમાં ફાટફૂટ પડી હતી. બિસ્માર્કે લડાઇ વિરુદ્ધ પૂરજોસમાં પ્રચારકામ શરૂ કરી દીધું હતું. એટલે રાજા પણ ઢચુપચુ થઈ ગયો હતો. એટલામાં બર્લિનથી પાછો ફરતો ઓસ્ટ્રિયન એલચી જતાં જતાં રાજાને સમજાવવા ગયો.

રાજાએ પીછેહટ કરી. આ બાબતની જાણ થતાં રેડોવિટ્ઝે ગુસ્સામાં પોતાની તલવાર રાજાના પગ પાસે ફેંકી દીધી અને રાજીનામું આપી દીધું. બિસ્માર્કને પોતાના પ્રબળ પ્રતિસ્પર્ધીના આ રાજીનામાની જાણ થતાં જ તે આનંદમાં આવી નાચવા કૂદવા લાગ્યો.

આમ પ્રશિયા પાછું પડ્યું, તેને નામોશી ચોંટી અને ઑસ્ટ્રિયાનો વિજય થયો. એક પણ માણસનું લોહી રેડ્યા વિના ઑસ્ટ્રિયાએ રાજદ્વારી મેદાન ઉપર મેળવેલો આ વિજય બિસ્માર્કને કાંટાની જેમ ખૂંચતો હતો; પણ તે નિરુપાય હતો. તે પ્રશિયાની સૈન્યશક્તિ જાણતો હતો. આ કડવો ઘૂંટડો પી ગયા વિના છૂટકો જ ન હતો. તે બળવાન શત્રુઓ સામે લડી પ્રશિયા માટે પાયમાલી અને વિનાશ નોતરવા માગતો ન હતો. કારણકે રાજદ્વારી પરાજય સહેલાઈથી ધોઈ શકાય; પણ લશ્કરી પરાજયની ખરાબી અને પાયમાલીમાંથી બેઠા થવું બહુ મુશ્કેલ છે. પોતાના પિતૃદેશને જગતનાં રાષ્ટ્રોમાં પ્રથમ પદે લાવવો એ તેનો જીવનમંત્ર હતો; પણ સમય બળવાન છે. હજી તક આવી ન હતી. તે તકની રાહ જોતો હતો. સારી તક મળશે ત્યારે આ અપમાનનો બદલો વ્યાજ સાથે લઇશ—એવી તેણે મનમાં ગાંઠ વાળી.

આખરે ઝારના દબાણથી સલાહ થઇ. ઇ. સ. ૧૮૧૫નું જૂનું બંધારણ ફરી અમલમાં આવ્યું. ગારલેક ફરીથી પ્રધાનપદે આવ્યો. ગારલેકની સલાહથી રાજાએ જર્મન પ્રજાસંઘની ધારાસભા (Diet)માં પોતાના પ્રતિનિધિ તરીકે બિસ્માર્કને મોકલ્યો.

હવે બિસ્માર્કને પોતાની બુદ્ધિશક્તિનો પરચો પોતાના રાજાને તેમ જ ઑસ્ટ્રિયન રાજ્યને બતાવવાની તક મળી. તેના લક્ષમાં હમેશાં એ જ રહેતું કે પ્રશિયાનો માનમરતબો અને મોભો કેમ ઊંચો રહે અને વધે. ઑસ્ટ્રિયન પ્રમુખ ખૂબ જ બાહોશ રાજદ્વારી પુરુષ હતો. તેણે પ્રશિયાને નીચું પાડવા યત્નો કરવા માંડ્યા.

બિસ્માર્ક તરફ તે અવગણનાની નજરે જોતો. ચર્ચા ચલાવવામાં પણ તે બિસ્માર્કને જાણીજોઈને બાતલ રાખતો—જાણે ઑસ્ટ્રિયા ખરેખરી લડાઈમાં જીત્યું હોય અને પ્રશિયા હારેલું રાજ્ય હોય તેમ! પણ બિસ્માર્ક તેના માથાનો હતો. તેણે પોતાનું અને પોતાના રાષ્ટ્રનું માન તથા મોભો બરાબર સાચવ્યાં, એટલું જ નહિ પણ વધાર્યાં. એક રાજદ્વારી પરાધીન પ્રજાએ પોતાનું માન અને મોભો કેમ જાળવવાં જોઈએ તે બિસ્માર્કની આ વખતની રીતભાતથી સરસ રીતે જોઈ શકાય છે. એ સમયના એક બનાવનું વર્ણન કરતાં બિસ્માર્ક લખે છે:

"રોચો જ્યારે પ્રશિયાનો પ્રતિનિધિ હતો ત્યારે લશ્કરી બેઠકોમાં એકલો ઑસ્ટ્રિયન પ્રતિનિધિ જ સિગારેટ ફૂંકતો. રોચોની હિંમત ન ચાલતી. જ્યારે હું પ્રતિનિધિ તરીકે આવ્યો ત્યારે સિગારેટ ન ફૂંકવાનું મેં એકે કારણ જોયું નહિ. મેં પ્રમુખ (ઑસ્ટ્રિયન પ્રતિનિધિ) પાસેથી દિવાસળી માગી. એને અને બીજા ગૃહસ્થો (જર્મન રાજ્યોના પ્રતિનિધિઓ) ને આથી અજાયબી અને નાખુશી થઈ! તેમને માટે આ એક મહાન બનાવ હતો. એ વખતે માત્ર ઑસ્ટ્રિયા અને પ્રશિયાએ જ સિગારેટ ફૂંકી. બીજા પ્રતિનિધિઓને આ વાત એટલી બધી મહત્ત્વની લાગી કે તેમણે પોતપોતાના રાજાઓને તેની ખબર આપી. કોઈએ આ ખબર બર્લિન પણ મોકલી હોવી જોઈએ. ...બીજાં નાનાં જર્મન રાજ્યોએ તેના ઉપર ખૂબ વિચાર કર્યો. ...છ માસ પછી બેવેરિયન પ્રતિનિધિએ પોતાનો મોભો જાળવવા સિગાર ફૂંકવા માંડી...હેનોવરના પ્રતિનિધિએ ફૂંકવાનું શરૂ કર્યું એટલે સેક્સનીના સભ્યે પણ તમાકુ સળગાવી. હવે વુર્ટમ્બર્ગ અને ડાર્મસ્ટાટના જ સભ્યો બાકી રહ્યા...બીજે દિવસે વુર્ટમ્બર્ગના સભ્યે ખરેખર એક સિગાર કાઢી."

બીજો એક પ્રસંગ પણ અર્થસૂચક છે. પ્રમુખ સાહેબ તરફ બિસ્માર્ક પોતાનો મોભો જાળવવા કેમ વર્તતો તે એ પ્રસંગ સરસ રીતે બતાવી રહ્યો છે. એક વખત બિસ્માર્કનું અપમાન કરવાના

ઇરાદાથી પ્રમુખ તેને માત્ર ખમીસ અને પાટલૂન પહેરીને જ મળ્યો. બિસ્માર્ક તેનો ઇરાદો તરત સમજી ગયો. તેણે પોતાનો ડગલો કાઢી નાખ્યો અને કહ્યું: "બરાબર છે; અત્યારે ગરમી સખત પડે છે!" બિસ્માર્કની અવગણના કરવા જતાં ઓસ્ટ્રિયન પ્રતિનિધિની પોતાની જ અવગણના થઈ ગઈ—અને તે પણ પોતાના હરીફના હાથે!

ત્રીજો એક પ્રસંગ પણ તેટલો જ અર્થસૂચક છે. એમાં બિસ્માર્કે પોતાના હરીફને કેવો રમાડી દીધો તે જણાઈ આવે છે. એક વખત સભામાં પ્રશિયાના સ્વમાનના પ્રશ્ન ઉપર બિસ્માર્કને કાઉન્ટ રેકબર્ગ નામના એક ઓસ્ટ્રિયન પ્રતિનિધિ સાથે ટપાટપી થઇ. કાઉન્ટે ઉશ્કેરાઇને તેને પાસેના જંગલમાં પિસ્તોલથી લડવા આહ્વાન આપ્યું. બિસ્માર્કે તેને ઠંડે કલેજે જવાબ આપ્યો: "એટલે દૂર જવાની જરૂર નથી. ગોળીબાર કરવા અહીં બગીચામાં પૂરતી જગા છે..." પણ હથિયારની દમદાટીથી રાજકીય બાબતોમાં સત્તા ભોગવતા ઓસ્ટ્રિયનોને ભોંઠા પાડવાના ઇરાદાથી તેણે ધીમેથી ઉમેર્યું: "પણ મારે મારા રાજાને આ તકરારનું મૂળ જણાવવું જોઇએ; કારણકે તેઓ મને રાજકીય બાબતો હથિયારના બળથી ચલાવે એવો ટંટાખોર લેખે એમ હું નથી ઇચ્છતો."

કાઉન્ટ પોતાને મૂર્ખ બનેલો જોઇ ચૂપ જ થઇ ગયો.

*

એટલામાં ઇ. સ. ૧૮૫૪માં ક્રિમિયન વિગ્રહ સળગી ઊઠયો. 'રશિયન રીંછથી તુર્કીનું રક્ષણ કરવાના પ્રમાણિક અને પરોપકારી હેતુથી' ઇંગ્લાંડ અને ફ્રાંસ તુર્કીની મદદે ગયાં. બિસ્માર્ક અંગ્રેજોનો 'પ્રમાણિક અને પરોપકારી હેતુ' સમજી ગયો હતો—રશિયાને ભૂમધ્ય સમુદ્ર તરફ આગળ વધતાં અને દરિયાઇ સત્તામાં બળવાન થતાં અટકાવવાનો તેનો હેતુ હતો. હવે પ્રશિયાની મહત્તા વધી. દરેક પક્ષ પ્રશિયાને પોતાના પક્ષમાં લેવા યત્ન કરવા લાગ્યો.

જો પ્રશિયા ઇંગ્લાંડના પક્ષમાં જાય તો ઑસ્ટ્રિયા પણ સાથે આવે; પણ તેમ થાય તો ઑસ્ટ્રિયાનું બળ ઘણું જ વધી જાય. અને પ્રશિયાને ઑસ્ટ્રિયાનું બળ વધે એ પાલવે એમ ન હતું. એટલે આ બાબતની સલાહ લેવા બિસ્માર્કને બર્લિન બોલાવવામાં આવ્યો ત્યારે તેણે સલાહ આપી કે સશસ્ત્ર તટસ્થતા* જાળવો અને ઑસ્ટ્રિયાને ડરાવતા રહો કે અમે રશિયાના પક્ષમાં જઇશું. એટલે તે ઇંગ્લાંડના બળવાન પક્ષમાં નહિ ભળે. છતાં જો યુદ્ધમાં ઊતરવું જ હોય તો રશિયાના પક્ષમાં ઊતરો; પણ ઇંગ્લાંડના પક્ષમાં તો નહિ જ.

બીજી બાજૂ રાણી ઝારની સગી થતી હોવાથી તે રાજાને રશિયા તરફ ખેંચતી હતી; જ્યારે રાજકુમાર ફ્રેડરિક પોતાના કાકા શહેનશાહને પોતાની સાસુ (ઇંગ્લંડની રાણી વિક્ટોરિયા) તરફ ખેંચતો હતો. આ ત્રિશંકુ દશામાં શું કરવું એ રાજાને સૂઝતું ન હતું. તે કાંઇ જ નક્કી ન કરી શક્યો. ઝારે અને લુઇ નેપોલિયને રાજાને પોતાના પક્ષમાં લેવા પોતપોતાના પ્રતિનિધિ મોકલ્યા. ચર્ચા દરમિયાન ફ્રેન્ચ પ્રતિનિધિએ બિસ્માર્કને ધમકી આપી કે તમારી રાજનીતિ બીજું જુના× ઊભું કરશે. તરત જ બિસ્માર્કે તેને જડબાતોડ જવાબ આપ્યો: "વૉટર્લૂ શા માટે નહિ?"+ પણ આ તાણાતાણીનો તરત જ અંત આવ્યો; કારણકે લડાઇમાં અંગ્રેજોની ભારે ખુવારી થઇ હતી.

*

દીર્ઘદ્રષ્ટા બિસ્માર્કના મનમાં આ વખતે ભારે વિચારમંથન ચાલી રહ્યું હતું. તે જોઇ શકતો હતો કે પ્રશિયાએ હવે પોતાનું સ્થાન ધીમે ધીમે યુરોપનાં મહાન રાષ્ટ્રોમાં મેળવી લેવું જોઈએ.

* Armed neutrality

× જુનાની લડાઇમાં નેપોલિયને જર્મનોનો સખત પરાજય કર્યો હતો.

+ વૉટર્લૂની લડાઇમાં જર્મનોએ ફ્રેંચોને સખત હરાવ્યા હતા.

આ માટે ઓસ્ટ્રિયાથી પ્રશિયાને ડરવા જેવું ન રહે, એ સ્થિતિ ઊભી કરવાની અનિવાર્ય જરૂર હતી. કુશળ બિસ્માર્કે તેની ચાણાક્ય બુદ્ધિથી જોઇ લીધું કે આ હેતુ પાર પાડવા માટે કોઈ પણ પ્રકારે ફ્રાન્સ સાથે દોસ્તી કરવી જોઈએ. તેમ કરવાથી એક કાંકરે બે પક્ષી પડે એમ હતું: એક તો ફ્રાન્સ જેવો બળવાન મિત્ર મળે, અને બીજું, પ્રશિયાની પાછળનું પીઠબળ જોઇ ઓસ્ટ્રિયા તેને દબડાવી ન શકે. વળી જ્યારે ભવિષ્યમાં ઓસ્ટ્રિયા સાથે લડવાનું થાય ત્યારે ફ્રાન્સ તરફની કોઇ પણ જાતની દહેશત ન રહે. આ બધાં કારણોને લીધે તે ફ્રાન્સ સાથે મૈત્રી બાંધવા ઇચ્છતો હતો. પણ આ યોજના પાર પાડવી બહુ જ મુશ્કેલ હતી; કારણ કે પ્રશિયાને ફ્રાન્સ પ્રત્યે લાંબા સમયથી વેર ચાલતું આવતું હતું. વળી પ્રશિયનો માનતા હતા કે ફ્રેન્ચો મહાભારે વિપ્લવવાદી છે, તેઓ વારંવાર પોતાના રાજ્યવિરુદ્ધ બળવા ઉઠાવ્યા કરે છે. આથી જ્યારે બિસ્માર્કે પોતાની આ નવીન જ વિચારણા પોતાના મિત્ર ગારલેક અને રાજા પાસે મૂકી ત્યારે તેઓ ચમકી ગયા!

"ફ્રેન્ચો જેવા વિપ્લવવાદીઓ સાથે દોસ્તી કેમ થઇ શકે?" એ પ્રશ્ન રાજાએ પ્રથમ જ કર્યો. પણ તેનો જવાબ બિસ્માર્કે ઘડી જ રાખ્યો હતો. તેણે કહ્યું: "ક્રાન્તિ તો બોનાપાર્ટો કરતાં પણ જૂની છે. તેનું મૂળ ફ્રાન્સમાં નહિ, પણ તેથી ય પહેલાં જર્મની અથવા રોમમાં છે." અને વધુમાં ઉમેર્યું કે ફ્રાન્સ સાથે મૈત્રી બાંધવાથી રશિયા પણ પ્રશિયાની મૈત્રી મેળવવા અચૂક ઇચ્છશે જ.

પણ રાજતંત્રના ભડકેલા ઘોડા એમ બિસ્માર્કની પકડે ચડે તેવા ન હતા. બિસ્માર્કને ફ્રાન્સ તરફ આટલો બધો ખેંચાતો જોઇ સરકારને શક ગયો કે તે વિપ્લવવાદી બની ગયો છે! રાજા અને ગારલેક પણ તેના તરફ અવિશ્વાસની નજરે જોવા લાગ્યા.

એટલે આ દિશામાં બિસ્માર્ક કાંઇ જ ન કરી શક્યો. તે યોગ્ય તકની રાહ જોતો બેઠો.

# પ્રકરણ ૫ મું

## પ્રશિયાનો ડગમગતો રાજમુગટ

ઘણા લાંબા સમયથી ફ્રેડરિક વિલિયમની તબિયત ખરાબ રહેતી હતી. પણ ઇ. સ. ૧૮૫૭માં તે માંદગી અને મગજની નબળાઇને લીધે રાજકારભાર ચલાવવા માટે તદ્દન અશક્ત થઈ પડયો. તેને પુત્ર ન હતો તેથી તેનો વારસ તેનો ભાઇ વિલિયમ હતો. પ્રથમથી જ વિલિયમ અને બિસ્માર્ક એકબીજાના વિરોધી હતા છતાં વિલિયમનો હક ડુબાડી દેવાના કાવતરાને નિષ્ફળ બનાવી બિસ્માર્કે વિલિયમને ગાદી અપાવી હતી. તેના જ પ્રયત્નથી ઇ. સ. ૧૮૫૭માં વિલિયમે રાજાના પ્રતિનિધિ તરીકે રાજ્યની લગામ હાથમાં લીધી.

પણ વિલિયમ બિસ્માર્કને ધિક્કારતો હતો અને તેને બને ત્યાં સુધી બર્લિનથી દૂર રાખવા ઇચ્છતો હતો. તેથી ઇ. સ. ૧૮૫૮માં નવી સરકાર સ્થપાતાં જ તેને રશિયાના એલચી તરીકે નીમ્યો. એટલે બિસ્માર્કને પ્રશિયાનું રાજક્ષેત્ર છોડવું ગમતું ન હતું છતાં, કમને તેણે એ હોદ્દો સ્વીકાર્યો અને સેંટ પિટર્સબર્ગ ગયો. અહીં તે ઝાર અને તેના રાજકુટુંબના ખૂબ જ સંસર્ગમાં આવ્યો અને તેનો તે પ્રીતિપાત્ર થઇ પડયો, અને તેના કુટુંબમાં એક કુટુંબીજન જેવો બની ભળી ગયો.

પણ નવો હોદ્દો સંભાળ્યે માંડ બે મહિના થયા હશે ત્યાં તો તે માંદો પડ્યો અને બર્લિન આવી રહ્યો. તબિયત ઠીક થતાં તે

પાછો સેંટ પિટર્સબર્ગ જવા ઊપડયો, પણ રસ્તામાં જ માંદો પડયો અને બર્લિન પાછો આવ્યો. આ માંદગી ગંભીર હતી. પણ ઈશ્વરકૃપાથી તે બચી ગયો અને પૂરેપુરું સ્વાસ્થ્ય મળતાં તે પાછો સેંટ પિટર્સબર્ગ ગયો.

પણ રશિયાનું વાતાવરણ તેને અનુકૂળ ન આવ્યું. તે કંટાળી ગયો. તે એક મહત્ત્વાકાંક્ષી રાજપુરુષ હતો. તેને જર્મનીને એક મહાન રાષ્ટ્ર બનાવવાના કોડ હતા. અને તે કાંઈ રશિયા જેવા દૂરના પ્રદેશમાં પડી રહેવાથી બને તેમ હતું? દર પળે તેને બર્લિનનાં સ્વપ્નાં આવતાં. તેનું શરીર સેંટ પિટર્સબર્ગમાં હતું પણ તેનો આત્મા, તેનું મન બર્લિનમાં હતું. ફરી ફરીને તેના મનમાં એક જ પ્રશ્ન ઉદ્‌ભવતો: "હું સત્તા પર કયારે આવું?"

ઇ. સ. ૧૮૬૧માં ફ્રેડરિક વિલિયમ મરણ પામ્યો અને અત્યાર સુધી તેના પ્રતિનિધિ તરીકે રાજ્ય ચલાવતો તેનો ભાઈ વિલિયમ રાજા થયો.

આ નવા રાજાના રાજ્યારોહણપ્રસંગે રાજદ્વારી પરિસ્થિતિ ખૂબ જ વિકટ થઇ પડી હતી. લિબરલ પક્ષ તે વખતે જર્મનીમાં એટલે કે પ્રશિયામાં ખૂબ જ બળવાન હતો. તેઓ રાજ્યમાં નવા સુધારાઓની માગણી કર્યા જ કરતા હતા અને વારંવાર રાજ્યવહીવટમાં રાજાને દખલ કર્યા કરતા હતા. તેઓ પ્રશિયાની પ્રગતિ કેળવણી દ્વારા કરવા ઇચ્છતા હતા; લશ્કર કે બંદૂક કે બેયોનેટ દ્વારા નહિ.

પણ બીજી બાજૂએ આ વખતે જર્મનીમાં એક ખૂબ જ બુદ્ધિશાળી જનરલનો ઉદય થયો હતો: જનરલ ફોન રૂન. તે બિસ્માર્કનો મિત્ર હતો અને તેને પણ બિસ્માર્કની જેમ જર્મનીને મહાન રાષ્ટ્ર બનાવવાના કોડ હતા. તે પ્રધાનમંડળમાં વિગ્રહમંત્રી તરીકે દાખલ થયો હતો અને તેની ઇચ્છા જર્મનીના લશ્કરની

પુનર્રચના કરી તેને નવીન ઢબની લશ્કરી તાલીમ આપવાની હતી. તે માનતો હતો કે જર્મનીને બળવાન રાષ્ટ્ર બનાવવું હોય તો તેણે પોતાનું લશ્કર સરસ રીતે કેળવીને તૈયાર કરવું જ જોઈએ. કેળવણી જેવા સાધનથી કદી પણ જર્મનીની ઉન્નતિ થવાની નથીઃ તેણે તાલીમબાજ ખડતલ લશ્કર તૈયાર કરવું પડશે એ તેની યોજના હતી. અને તેની આ વાત અક્ષરશઃ સાચી હતી, એ જર્મનીનો ઇતિહાસ પૂરવાર કરી આપે છે.

નવો રાજા ગાદી પર આવતાં રૂનની ઇચ્છા પ્રધાનમંડળમાંથી લિબરલોને દૂર કરી કૉન્ઝરવેટિવ પ્રધાનમંડળ રચવાની હતી અને બિસ્માર્કને વડો પ્રધાન બનાવવાની હતી. પણ રાજાને બિસ્માર્ક માટે માન ન હતું એ મોટી મુશ્કેલી હતી. તે બિસ્માર્કથી બીતો હતો, પણ સાથે સાથે તે એમ પણ માનતો હતો કે પોતાની સત્તા વધુ મજબૂત કરવા માટે, પોતાના હક્ક પ્રજામાં વધુ મક્કમ રીતે સાબીત કરવા માટે, બિસ્માર્ક તેને ખૂબ જ મદદગાર થઇ પડે એવો માણસ હતો. અને જો રૂન અને બિસ્માર્ક એક થઇને કામ કરે તો જર્મનીની આખી સિકલ ફેરવી શકે એમ તેના મનમાં ઊંડે ઊંડે શ્રદ્ધા હતી.

એટલામાં રાજાને પાર્લામેન્ટ સાથે ખટપટ ઊભી થઈ. રાજા અને રૂન લશ્કરી માણસો હતા. રૂન જર્મનીના લશ્કરને તાલીમબદ્ધ કરવા માગતો હતો, લશ્કરની પુનર્રચના કરવા માગતો હતો અને તે માટે તે અખૂટ ખર્ચ કરતો હતો. પાર્લામેન્ટે આ ખર્ચ મંજૂર કરવાની ના પાડી. રાજાને પાર્લામેન્ટ સાથે ખૂબ ઝઘડો થયો. પણ પાર્લામેન્ટ એકની બે થઇ નહિ. આ ઝઘડો માત્ર ખર્ચની રકમનો ન હતો પણ હવે તો હક્કનો પ્રશ્ન થઈ પડ્યો હતો. રાજા પોતાની સત્તાના આધારે પોતાની મરજી મુજબ લશ્કરી ખર્ચ કરી શકે કે નહિ, એ પ્રશ્ન થઈ પડ્યો હતો. રૂન અને રાજા એમ કહેતા કે આ ખર્ચ કરવાનો રાજાને પૂરેપુરો હક્ક છે; જ્યારે

પાર્લામેન્ટ એ હક્ક નથી એમ સખત શબ્દોમાં જાહેર કરતી હતી. આ પરિસ્થિતિમાં શું કરવું તે રાજાને સૂઝતું ન હતું

રૂને રાજાને સમજાવ્યો કે બિસ્માર્કને બર્લિન બોલાવી તેની સલાહ લો. રૂને બિસ્માર્કને તાર કરી બોલાવ્યો. બિસ્માર્ક બર્લિન આવ્યો. બેડનમાં રાજાની અને બિસ્માર્કની મુલાકાત થઇ. રાજાએ તેની સલાહ પૂછી. તેણે એક જ વાત રજૂ કરી: "મારી રાજનીતિ અખત્યાર કરો." રાજા વિલિયમ તો આ જંકર* સામે જોઇ જ રહ્યો. આ માણસ પોતાના ડગમગના રાજમુગટને સ્થિર કરી શકશે? ૧૮૪૮ની ક્રાન્તિ વખતે આ માણસ કેટલી હિંમતથી બહાર પડયો હતો અને રાજમુગટ બચાવી લીધો હતો એ તેને યાદ આવ્યું; પણ આજે તે સુકાન સ્થિર રાખી શકશે? બધી સત્તા તેને સોંપતાં તે પોતાનો નાશ તો નહિ કરે? રાજમુગટને મજબૂત બનાવવાને બદલે તેનો નાશ તો નહિ કરે ને? એ પ્રશ્ન વારેવારે તેના મનમાં ઊઠયા જ કરતો હતો. આખરે તેને બિસ્માર્ક ઉપર વિશ્વાસ ન જ બેઠો.

નિરાશ થએલો બિસ્માર્ક ફરી રશિયા ગયો; પણ હવે રશિયા તેને ખાવા ધાતું હતું. તેના કુટુંબમાંથી માંદગી જતી ન હતી. હવે તે જીવનમાં ફેરફાર માગતો હતો.

દરમિયાન બર્લિનમાં નવી પાર્લામેન્ટ બેઠી અને તેમાં લિબરલોની ખૂબ જ બહુમતી થઈ. બિસ્માર્કને પાછો બર્લિન બોલાવવામાં આવ્યો. રૂને તેને વિદેશમંત્રી બનાવવા ઘણો પ્રયત્ન કર્યો, પણ તેનું કાંઈ ચાલ્યું નહિ. આખરે તેને રશિયાથી બદલી પેરિસ ખાતાનો એલચી બનાવ્યો. તે પ્રશિયન એલચી તરીકે પેરિસ ગયો. તે ધારતો હતો કે તેને પાછો બર્લિન બોલાવવામાં આવશે એટલે તેણે સાથે કુટુંબને પણ લીધું નહિ. પણ તેની એ આશા

* જાગીરદાર

નિષ્ફળ ગઇ. ફ્રાન્સને ડોળે તે બર્લિનનાં તેડાંની રાહ જોતો હતો. એલચીખાતામાં તેને જરા પણ ચેન પડતું ન હતું. પણ તેડું તો ન જ આવ્યું.

એટલે તે થોડા દિવસ ઈંગ્લંડ ગયો. ત્યાંથી પાછા ફરી સ્પેન ગયો. પણ તેને ક્યાં યે ચેન પડ્યું નહિ. આ અરસામાં રૂનને લખતાં તેણે લખ્યું હતું :

"આ બાબતનો નિકાલ આણી મને આ પાર કે પેલે પાર કરો તો હું તમને માણુસ નહિ પણ ફિરસ્તો માનીશ." એટલો તે કંટાળી ગયો હતો.

તેની ઈંગ્લંડની મુલાકાત ખાસ ધ્યાન ખેંચે તેવી હતી. લંડનમાં તે બ્રિટિશ મુત્સદ્દીઓના પરિચયમાં આવ્યો અને ત્યાં તેને ખૂબ જ જાણવાનું મળ્યું. પાછળથી ઈંગ્લંડના વડા પ્રધાન થનાર લૅાર્ડ ડિઝરાએલી સાથે તેણે પરિચય બાંધ્યો. એક વખત રશિયન એલચીખાતામાં ખાણું હતું. બિસ્માર્ક ત્યાં ગયો હતો. તે ખાણામાં લૅાર્ડ ડિઝરાએલી સાથે તેણે ખૂબ જ વાતચીત કરી. વાતવાતમાં ડિઝરાએલીએ પૂછ્યું: "તમે સત્તામાં આવીને શું કરશો?" સ્પષ્ટવક્તા બિસ્માર્કે તરત જ જવાબ આપ્યો: "પાર્લામેન્ટની મદદ મળે કે નહિ તોપણ હું લશ્કરની પુનર્રચના કરીશ. તે બરાબર વ્યવસ્થિત અને તાલીમબદ્ધ મજબૂત થશે કે તરત જ પહેલી તકે હું ઑસ્ટ્રિયા સાથે પતાવી દઈશ. જર્મન સંઘને બરખાસ્ત કરીશ અને પ્રશિયાની સરદારી હેઠળ સમગ્ર જર્મન રાષ્ટ્રની સ્થાપના કરીશ."*

તેના શબ્દોએ ડિઝરાએલીને ચમકાવ્યો, સેક્સનીનો એલચી ખાણામાં હાજર હતો તેને તેણે બિસ્માર્કના આ શબ્દો કહી

* એમિલ લડવિગ

ગંભળાવ્યા અને ભલામણ કરી: "આ માણસથી ચેતતા રહેજો. તે પોતાના મનમાં છે તે કહી નાખે છે."

આ પછી તે ફ્રાન્સ આવ્યો. હવે તે પોતાની આ સ્થિતિથી કંટાળી ગયો હતો એટલે તેણે બર્લિન લખી મોકલ્યું :

"તમે જો ચોક્કસ નિર્ણય ઉપર નહિ આવો તો મારે મારી જગ્યાનું રાજીનામું આપવું પડશે. મારો સામાન સેંટ પિટર્સ-બર્ગમાં પડયો પડયો સડે છે, મારી ગાડીઓ સ્ટેટીનમાં પડી છે, મારા ઘોડાઓ બર્લિનમાં છે, મારું કુટુંબ પોમેરાનિયામાં છે અને હું અહીં રસ્તા ઉપર છું!"

આ તરફ બર્લિનમાં રાજા અને પાર્લામેન્ટ વચ્ચેનો ઝઘડો તીવ્રતર બનતો જતો હતો. હવે તો એ ઝઘડો સત્તાનો અને હક્કનો પ્રશ્ન થઇ પડયો હતો. એ વખતે લિબરલોનું જોર ખૂબ જ હતું અને તેઓના વિરોધે ઉગ્ર સ્વરૂપ લીધું હતું. એટલે પોતાની હાર કબૂલ કરી પાર્લામેન્ટના હાથમાં રમકડું બનવાને બદલે વિલિયમે આખરે ગાદીત્યાગ કરવાનો અને યુવરાજને બોલાવવાનો નિશ્ચય કર્યો, પણ પ્રધાનોએ તેને તેમ કરતાં અટકાવ્યો.

ખેલાડી અને વ્યૂહરચનાના મહારથી સરીખા રૂને જોઇ લીધું કે હવે બિસ્માર્ક માટે સરસ તક આવી છે. આવી જ પરિસ્થિતિમાં થોડાં વર્ષો અગાઉ બિસ્માર્કે શહેનશાહનો ડગમગતો રાજમુગટ કેવો સ્થિર કર્યો હતો એ તેના ધ્યાનમાં જ હતું. તત્ક્ષણ તેણે બિસ્માર્કને બર્લિન આવવા તાર કર્યો.

બિસ્માર્ક તો તારની રાહ જ જોતો બેઠો હતો. આ બધા રાજરંગની તે પૂરેપુરી સાવચેતીથી ખબર મેળવ્યા જ કરતો હતો. તરત જ તે ગાડીમાં ચઢી બેઠો.

આ તરફ રાજા તો નિરાશ થઇને બેઠો હતો. એ જક્કી અને અણનમ રાજાને લાગ્યું કે રૂને તેને તે દિવસે ગાદીત્યાગ

કરતાં ફોગટ અટકાવ્યો. તેણે ફરીથી ગાદીત્યાગનો નિશ્ચય કર્યો અને તે માટેનું નિવેદનપત્ર ઘડી પણ કાઢ્યું. માત્ર તે ઉપર તેની સહી કરવાની જ બાકી હતી. એક વખતે તેણે ફરીથી રૂનની સલાહ માગી જોઈ; પણ રૂનની તો એક જ વાત હતી કે બિસ્માર્કને બધી સત્તા સોંપી દો. પણ એ સાહસ ખેડવાની રાજાની હિંમત ચાલતી ન હતી. પણ તે વાત ઉડાવી દેવાના હેતુથી તેણે કહ્યું: "તે નહિ સ્વીકારે; વળી તે અહીં નથી." પણ રાજાની ભારે અજાયબી વચ્ચે રૂને તરત જ જવાબ આપ્યો કે "બિસ્માર્ક અહીં જ છે."

આ પછી ડગમગતા રાજમુગટવાળા મહાન ફ્રેડરિકના વંશજ રાજા વિલિયમ અને આ ધીર વીર દીર્ઘદ્રષ્ટા બિસ્માર્કની મુલાકાત થઇ. બિસ્માર્કની પ્રતાપી આંખનું તેજ રાજાથી સહન થઇ શકતું ન હતું. રાજાએ કહ્યું: "રાજકારભાર ચલાવી શકે એવા પ્રધાનો મને નથી મળતા." પણ બિસ્માર્કે એ બધી જવાબદારી પોતાના વિશાળ ખભા ઉપર વહેવાની તૈયારી બતાવી એટલું જ નહિ પણ પાર્લામેન્ટના વિરોધ છતાં લશ્કરી કાર્યક્રમ ચાલુ રાખવાનો પોતાનો નિશ્ચય પણ જણાવી દીધો. આખરે રાજાએ તેની માગણી કબૂલ રાખી.

બિસ્માર્ક પોતાની જવાબદારી પૂરેપુરી સમજતો હતો. આખી પાર્લામેન્ટની સામે થઇ આ વહાણ તેને એકલે હાથે પાર ઉતારવાનું છે એ તે જાણતો હતો. પણ ઇ. સ. ૧૮૪૮ કરતાં આજે તે વધુ શ્રદ્ધાથી, વધુ જુસ્સાથી અને વધુ ભક્તિથી રાજાનો બચાવ કરવા બહાર પડ્યો હતો. ૧૮૪૮માં તે એક અજાણ્યા બીનઅનુભવી જંકર તરીકે પાર્લામેન્ટમાં પ્રવેશ પામ્યો હતો; પણ આજે તે પ્રશિયાના વડા પ્રધાન અને વિદેશમંત્રી તરીકે પાર્લામેન્ટનો સામનો કરવા તૈયાર થયો હતો.

જર્મનીના ઇતિહાસનો તે ધન્ય દિવસ હતો. પૂરભપકાથી અને પ્રતાપી ગૌરવયુક્ત વદને સિંહગતિએ તે સભાગૃહમાં દાખલ થયો. પોતાની અસ્ખલિત અવિરત વાગ્ધારાથી તેણે આખી પાર્લામેન્ટને મંત્રમુગ્ધ કરી મૂકી. તેણે સખત શબ્દોમાં પાર્લામેન્ટનો ઉધડો લીધો અને રાજાના હકોના પ્રતિપાદન માટે ખૂબ ભારપૂર્વક બોલ્યો. પણ પાર્લામેન્ટ છેડાઈ ગઇ હતી, રાજા ઉપરનો બધો ગુસ્સો હવે બિસ્માર્ક ઉપર ઊતર્યો હતો. તેણે લશ્કરી ખર્ચનો ખરડો નામંજૂર કર્યો અને ધમકી આપી કે ઈ. સ. ૧૮૬૨નો ખરડો પણ નામંજૂર કરશું તો બધા પૈસા પ્રધાનોએ આપવા પડશે.

પણ બિસ્માર્ક મક્કમ રહ્યો. તેણે આ બધી જવાબદારી પોતાને માથે ઓઢી લીધીઃ એ શ્રદ્ધાથી કે ગમે ત્યારે, પોતાની પરદેશી પ્રત્યેની રાજનીતિને પરિણામે પ્રશિયાને કાંઇક લાભ મળશે તો તે આનંદના પ્રવાહમાં તણાએલી પ્રજા પાછલા વેરભાવો ભૂલી જઈ આ બધો ખર્ચ મંજૂર કરશે જ.

આમ પ્રશિયાના ડગમગતા રાજમુગટને તેણે ફરીથી પડતો બચાવી લીધો.

## પ્રકરણ ૬ ઠું

### પોલેન્ડનો બળવો

બિસ્માર્ક સત્તામાં આવ્યો કે તરત જ તેને પરદેશો પ્રત્યેની રાજનીતિ તરફ ખૂબ જ ધ્યાન આપવાની જરૂર પડી. એક તો પાર્લામેન્ટ તેની વિરોધી હતી તેથી, તેમ જ આજુબાજુનાં રાજ્યો પ્રશિયાની પ્રગતિ જોઈ દાઝે બળતાં હતાં તેથી, તેને ખૂબ જ ચોકસાઇથી કામ કરવાનું હતું. વળી પ્રશિયાને મહાન બનાવવાનાં સ્વપ્નાં ફળીભૂત કરવા માટે જોઇતી સત્તા તેના હાથમાં આવી હતી તેનો પૂરેપુરો ઉપયોગ કરવા પણ તે તલપાપડ થઈ રહ્યો હતો.

એટલામાં જ એક કટોકટીનો પ્રસંગ આવી પહોંચ્યો. પ્રશિયા અને રશિયાની વચ્ચે આવેલા પોલેન્ડના લોકોએ પોતાનું સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરવા બળવો કર્યો હતો, અને એ બળવાને દાબી દેવા માટે રશિયા પોતાનાં બધાં સાધનોનો ઉપયોગ કરી રહ્યું હતું.

ઇ. સ. ૧૭૭૨માં અને તે પછી ઇ. સ. ૧૭૯૫માં રશિયન, પ્રશિયન અને ઑસ્ટ્રિયન ગીધોએ શિકાર બનેલા પોલેન્ડને અંદર અંદર વહેંચી લીધું હતું. પોલેન્ડની બે કરોડની પ્રજામાંથી પચાસ લાખ ઑસ્ટ્રિયાની સત્તા નીચે, પાંત્રીસ લાખ જર્મનીની સત્તા નીચે અને બાકીના રશિયાની સત્તા નીચે આવ્યા હતા. * આમ પોલેન્ડ યુરોપના નકશામાંથી સાવ ભૂંસાઈ ગયું હતું.

* "*Europe in the Nineteenth Century*"

આ રીતે પોલ પ્રજાના ત્રણ ટુકડા કરી નાખી હરેક રીતે તેનું અધઃપતન કરવાના પ્રયત્ન શરૂ કરી દીધા. પોલિશ ભાષા, પોલિશ રાષ્ટ્રભાવના અને પોલિશ સંસ્કૃતિને ગૂંગળાવી નાખવા માટે જે જે ઉપાયો જડયા તે બધા અજમાવવામાં આવ્યા. જમીનની માલિકી પણ તેમની પાસેથી છીનવી લેવામાં આવી. પણ બહાદૂર પોલ લોકો પાછા હઠયા નહિ, સીતમોની ઝડી વરસ્યા છતાં તેઓ ઊભા થતા અને સંજોગવશાત્ દબાઇ જતા; ફરી પાછા માથું ઊંચકતા અને અનેક જુલમો સહન કરતા. આમ તેમનો બળવો ચાલુ રહ્યો હતો. અનેક માણસોને જેલમાં પૂર્યા હતા અને સેંકડો ફાંસીને માંચડે પણ હસતે મુખે ચડી ગયા હતા; પણ હજી પ્રાણથી પ્યારી સ્વાતંત્ર્ય દેવીને પ્રાપ્ત કરી શકયા ન હતા.

એટલે આ વખતે તેમણે ફરીથી માથું ઊંચકયું. આ લડતમાં મુખ્ય ભાગ કેળવાએલો જુવાનવર્ગ લેતો હતો. આથી રશિયાના ઝારે ઇ. સ. ૧૮૬૩માં એવો કાયદો ઘડયો કે જેથી ઉચ્ચ અને મધ્યમ વર્ગના શિક્ષિત જુવાનોને પોલેન્ડ છોડી જવાની આડકતરી રીતે ફરજ પડે. પણ કોઇ પણ સ્વાતંત્ર્યપ્રેમી પ્રજા—સ્વાભિમાનવાળી અને પ્રાણવાન પ્રજા, સાચા મર્દો ઉત્પન્ન કરનારી પ્રજા—લાંબા વખત સુધી જાલીમનો જુલમ સહન કરી બેસી રહે છે ખરી? ઝારના એ બેસીતમ, અબાધિત અને અમાનુષી જુલમો સામે પોલેન્ડના જુવાનોએ આખરે હથિયાર ઉપાડયા!

બિસ્માર્ક સત્તા પર આવ્યો કે થોડા જ સમયમાં આ પોલ બળવો ફાટી નીકળ્યો. તેની સ્થિતિ વિચિત્ર થઈ પડી. પ્રશિયાની પ્રજાએ પોલેન્ડ પ્રત્યે સહાનુભૂતિ બતાવી—જો કે પોલેન્ડનો અમુક ભાગ પ્રશિયામાં જોડાઇ ગયો હતો. આ તરફ ફ્રાન્સ, ઇંગ્લંડ અને જર્મનીનાં બીજાં રાજ્યોએ પણ પોલેન્ડ પ્રત્યે સહાનુભૂતિ બતાવી. આ સંજોગોમાં બિસ્માર્કે પોતાનો આબાદ પાસો ફેંકયો.

રશિયાને તે પોતાનો મિત્ર બનાવવા માગતો હતો. અને વધુમાં, રશિયા અને ફ્રાન્સ એકબીજાના શત્રુ બને એમ પણ તે ઇચ્છતો હતો. કારણ કે ફ્રાન્સ અને રશિયા મિત્ર બને તો એ બેની વચ્ચે આવેલું પ્રશિયા ભયમાં આવી પડે. એટલે આ પોલ બળવા પ્રત્યે ફ્રાન્સે સહાનુભૂતિ બતાવી કે તરત જ આ ચાણાક્ય-બુદ્ધિ બિસ્માર્કે પોતાના રાજા પાસે ઝારને પત્ર લખાવ્યો કે પ્રશિયા રશિયાને મદદ આપવા તૈયાર છે. અને તે એ પત્ર લખીને બેસી રહ્યો નહિ પણ પ્રશિયાની પૂર્વસરહદ ઉપર પોતાનું લશ્કર ગોઠવી દીધું. બિસ્માર્કની આવી વલણથી ઝાર ખૂબ જ રાજી થયો; જ્યારે ફ્રાન્સના બોનાપાર્ટ ઉપર ઝારને ખૂબ જ ગુસ્સો ચડ્યો. આમ બિસ્માર્કે પોતાની પરદેશ પ્રત્યેની રાજનીતિનો યોગ્ય પાસો ફેંકી એક કાંકરે ત્રણ પક્ષી પાડ્યાં: રશિયાને પોતાનું મિત્ર બનાવ્યું જેથી ફ્રાન્સ પ્રશિયા તરફ આંખ ઊંચી ન કરે; બીજું, ત્રણ વર્ષ પછી જ્યારે બિસ્માર્કે ઑસ્ટ્રિયા વિરુદ્ધ વિગ્રહ જાહેર કર્યો ત્યારે ઝારે તટસ્થ રહી આ મદદનો યોગ્ય બદલો વાળી આપ્યો; અને ત્રીજું, પ્રશિયાના લાભની દૃષ્ટિએ પોલેન્ડના બળવાને દાબી દઈ જર્મનીને મજબૂત કર્યું. કારણ કે પોલેન્ડ જો સ્વતંત્ર બને તો તે પ્રશિયા પાસેથી પોસેન અને વિસ્ચુલા સુધીનો પ્રદેશ માગે. બિસ્માર્ક પ્રશિયાની પડોશમાં આવો સ્વતંત્ર દુશ્મન ઊભો કરવા માગતો ન હતો. આમ બિસ્માર્કે પોતાનો સફળ પાસો ફેંક્યો.

પણ તેનાં આ પગલાંથી બિસ્માર્કની સ્થિતિ બીજી બાજુથી ખૂબ જ કફોડી થઈ ગઈ. ફ્રાન્સ, ઈંગ્લંડ અને ઑસ્ટ્રિયાએ તેને ખૂબ જ ધમકી આપી. પછી ફ્રાન્સના રાજા લુઈ નેપોલિયને જર્મનીનાં બીજાં રાજ્યોને પ્રશિયા સામે લડવા ઉશ્કેર્યાં. અંગ્રેજ એલચીએ તો બિસ્માર્કને ચોખ્ખું કહી દીધું કે પ્રશિયન લશ્કર રશિયાને મદદ કરે તે યુરોપ સાંખી શકશે નહિ. પણ બિસ્માર્ક એમ ગાંજ્યો જાય એવો ન હતો. તેણે તરત જ ટાંણો

માર્યો : "યુરોપ કોણ ?" "મોટા દેશો" અંગ્રેજ એલચીએ જવાબ આપ્યો. "તેઓએ સંપ કર્યો છે ?" બિસ્માર્કે જાણી લેવા ટકોર કરી એટલે અંગ્રેજ એલચી ચૂપ થઈ ગયો. તેણે સર એન્ડ્રયૂ બુકેનનને ચોખ્ખું કહી દીધું કે પોલેન્ડનો પ્રશ્ન અમારો જીવનમરણનો પ્રશ્ન છે.

લુઈ નેપોલિયનને હજી ચેન પડતું ન હતું. તેણે એવી દરખાસ્ત મૂકી કે લિથુઆનીઆમાં આપણે લશ્કર ઉતારવું; પણ ઇંગ્લંડ તેમ કરવા તૈયાર ન હતું. એટલે બિસ્માર્કે ફ્રાન્સને વળતો જવાબ આપી દીધો કે જો તેમ થશે તો હું માનીશ કે તમે પ્રશિયા સામે લડાઇમાં ઊતરો છો.

આમ બુદ્ધિબળથી તેણે ઇંગ્લંડ અને ફ્રાન્સને ચૂપ કરી નાખ્યાં. એકલું ઓસ્ટ્રિયા કાંઇ કરવા તૈયાર ન હતું. એટલે એ બાબતનો ભય રહ્યો નહિ.

પણ તેને મોટો ભય હતો પ્રશિયાની પાર્લામેન્ટનો. પ્રશિયન લોકો આ પોલ બળવા પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા. તેથી સભાગૃહમાં દાખલ થતાં જ ચારે દિશાએથી તેની સામે મંડાએલી રોષભરી લાલ આંખો તેને ડારતી હતી; અને તેના ઉપર ગરમાગરમ શબ્દોની ઝડી વરસતી હતી. પણ આ પુરુષસિંહે એક જ જવાબથી બધાને ચૂપ કરી દીધા : "સ્વતંત્ર પોલેન્ડ ડેનઝિગ અને થોર્ન પ્રશિયાના હાથમાં રહેવા દેશે ખરા કે ?" અને પછી કડવાશથી ઉમેર્યું : "પરદેશો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાની વલણ, પછી ભલે તે સ્વદેશને નુકસાનકારક હોય, એ એક એવો રોગ છે કે જે કમનસીબે જર્મનીને જ લાગુ પડ્યો છે."

આ વખતનો બિસ્માર્કની તીક્ષ્ણ બુદ્ધિનો સૂચક એક પ્રસંગ નોંધવા જેવો છે તે અહીં નોંધવો અસ્થાને નથી. એક દિવસ પાર્લામેન્ટમાં બિસ્માર્ક પ્રમુખ સાથે ખરેખર લડી પડ્યો. બિસ્માર્ક ભાષણ કરતો હતો ત્યારે પ્રમુખે વચ્ચે તેને અટકાવ્યો; પણ

બિસ્માર્કે તેને રોકડું પરખાવ્યું: " હું પ્રમુખને મારા ભાષણમાં દખલ કરવા નહિ દઉં. હું આ સભાનો સભાસદ નથી...મેં તેમને પ્રમુખ તરીકે ચૂંટયા નથી. હું પાર્લામેન્ટની સત્તા નીચે નથી. પ્રમુખની સત્તા આ હદ પાસે પૂરી થાય છે. મારે એક જ ઉપરી છે અને તે નામદાર રાજા!" આખી પાર્લામેન્ટની વચ્ચે તેણે પ્રમુખની અવગણના કરી હતી. પ્રમુખ તે કેમ સાંખી શકે? તેણે તેને જવાબ આપ્યો: " આ ચાર દિવાલો વચ્ચે મારી જ સત્તા ચાલે છે. હું પ્રધાનોનો ભાષણ કરવાનો હક્ક છીનવી લેવા નથી માગતો; પણ વચ્ચે તો પડી જ શકું." બિસ્માર્ક પણ નમતું આપવા તૈયાર ન હતો. પોતાનો ટેક જાળવવા તેણે એ જ શબ્દો ફરીથી ઉચ્ચાર્યા. પ્રમુખે ગુસ્સે થઈ કહ્યું: "જો તમે એ શબ્દો ત્રીજી વાર બોલશો તો હું પાર્લામેન્ટની આ બેઠક બંધ કરીશ." પણ હાજરજવાબી બિસ્માર્કે તેની તે જ વાત બેઠક બંધ ન કરવી પડે એવી યુક્તિથી વખત વિચારીને કહી સંભળાવી: " હું પ્રમુખને પાર્લામેન્ટ મુલતવી રાખતાં અટકાવી શકતો નથી. મેં જે બે વખત કહ્યું તે ત્રીજી વખત કહેવાની મારે જરૂર નથી!"

પાર્લામેન્ટના વિરોધ છતાં પ્રશિયાના હિતની દૃષ્ટિથી તેણે પોલાદી દાબી દેવા ઉગ્ર રાજનીતિ અખત્યાર કરી; કડક જાહેરનામાં બહાર પાડયાં, વર્તમાનપત્રો ઉપર સખત અંકુશ મૂકયો, સભાબંધીનો હુકમ ફરમાવ્યો, અને પોલીસોને પૂરેપુરી સત્તા આપી દેવામાં આવી. કિલકિલાટ કરતી ચકલીઓ જેમ બાજને આવતો દેખી ચૂપ થઇ જાય, તેમ વિરોધિઓ તેનું આ રૌદ્ર સ્વરૂપ જોઇ ચૂપ જ થઇ ગયા. તેણે મજબૂત હાથે બળવો દાબી દીધો. આ પ્રસંગ સંબંધી લખતાં એક ઇતિહાસકાર લખે છે કે—

" ઈંગ્લંડમાં જ્યાં લોર્ડ સ્ટ્રેફોર્ડ નિષ્ફળ નીવડયો હતો ત્યાં પ્રશિયામાં બિસ્માર્કે સફળતા મેળવી." *

* Mr. Lipson in "*Europe In the Nineteenth Century.*"

બિસ્માર્ક એ બળવો દબાવીને જ બેસી ન રહ્યો. પણ ભવિષ્યમાં પોસન કદી પોલેન્ડના હાથમાં ન જાય તે માટે તેણે તેને પ્રશિયન બનાવી દેવાની યોજના ઘડી કાઢી. તેણે એ પ્રદેશમાં જર્મન ભાષા, જર્મન સંસ્કૃતિ, જર્મન કાયદા અને પ્રશિયન પ્રજાને દાખલ કર્યાં. આટલું ઓછું હોય તેમ પોલેન્ડની જમીન પોલેન્ડવાસીઓ પાસેથી છીનવી લઇ તે જર્મન ખેડૂતો અને જમીનદારોને ખેડવા આપી દીધી!

આ પગલાં માટે બિસ્માર્કનો બચાવ થઇ શકે ખરો? પણ યુરોપીય રાજનીતિશાસ્ત્રમાં તો સિદ્ધાંત અને મુત્સદ્દીગીરી એ બે તદ્દન જુદી જ વસ્તુઓ ગણાય છે!

## પ્રકરણ ૭ મું

## જેમાં બિસ્માર્ક યુરોપને થાપ આપે છે

**પોલેન્ડના** પ્રશ્નની પતાવટ પછી બિસ્માર્કની સત્તા સ્થિર થઈ. કટોકટીના મામલા સમયે જ્યારે બિસ્માર્કે રાજતંત્ર હાથમાં ધર્યું ત્યારે તેના વિરોધીઓની ખાતરી હતી કે થોડા જ વખતમાં તેને રાજીનામું આપવું પડશે. પણ તેમના હાથ હેઠા પડયા અને તેમને હવે સમજાઇ ગયું કે એની સત્તાના પાયા ઊંડા ગયા છે અને તે સહેલાઈથી હચમચાવી શકાય તેમ નથી. એટલે તેમનો વિરોધ પણ ઓછો થતો ગયો.

આ તરફ બિસ્માર્કે હવે પોતાનાં સ્વપ્નો તાજાં કરવા માંડયાં અને એ સ્વપ્નસિદ્ધિ માટે યોજનાઓ ઘડવા માંડી. તે રાત અને દિવસ પરિશ્રમ કરતો. યુરોપનાં રાજ્યોના નકશાઓ તે ઉથલાવી-ઉથલાવીને જોયા કરતો.

પ્રથમ તો તેણે પ્રશિયન લશ્કરની પુનર્રચના કરી. તેના ડાબાજમણા હાથ સમા જનરલ ફોન રુન અને જનરલ ફોન મોલ્ટકની સરદારી હેઠળ તેણે જુવાન પ્રશિયનોને લશ્કરી તાલીમ અપાવવા માંડી. આ બે જનરલો લશ્કરી તાલીમ આપવામાં નિષ્ણાત હતા. આખા યુરોપમાં તે સમયે એટલા નિષ્ણાત જનરલો બીજા ન હતા. વળી તેમની તાલીમપદ્ધતિ તદ્દન જુદી જ જાતની હતી. દરેક પ્રશિયન સૈનિકને લશ્કરી કવાયત ઉપરાંત સ્વદેશાભિમાનનું શિક્ષણ પણ આપવામાં આવતું હતું કે જેથી પિતૃદેશ માટે લડવામાં તેને ગૌરવ રહે. પાંચ જ વર્ષમાં પ્રશિયન તાલીમબદ્ધ લોખંડી લશ્કર તૈયાર થઇ ગયું.

લશ્કર તૈયાર થઇ ગયું એટલે બિસ્માર્કે શેતરંજનાં પ્યાદાં ગોઠવવા માંડ્યાં. હવે તે શિકાર શોધવા લાગ્યો.

ડેન્માર્કની દક્ષિણે સ્લેસવિગ અને હોલ્સટીન નામના પ્રદેશો આવેલા છે. તે પ્રદેશોમાંના હોલ્સટીનમાં જર્મન વસ્તી વધારે હતી અને તે જર્મન સંઘનું સભ્ય પણ હતું. પણ તેના ઉપર ડેન્માર્કની સત્તા હતી.

ઇ. સ. ૧૮૪૮માં આ લોકોએ ડેન્માર્કના અન્યાય અને જુલમો સામે બળવો કર્યો અને પ્રશિયાની મદદ માગી. ફ્રેડરિક વિલિયમ અને તેની લિબરલ સરકારે તેની મદદે લશ્કર મોકલ્યું; પણ યુરોપનાં બીજાં રાજ્યોએ પ્રશિયાની વલણુ માટે વિરોધ દર્શાવ્યો. કારણકે પ્રશિયા બાલ્ટિક અને જર્મન સમુદ્રનો વધારે કાંઠો મેળવે અને તે એક દરિયાઈ સત્તા બને એ તેઓ જોઇ ન શક્યા. તેમના એકત્ર વિરોધ સામે ફ્રેડરિક વિલિયમે નમતું આપ્યું અને પોતાનું લશ્કર પાછું ખેંચી લીધું.

આ પ્રશ્નનો અંત લાવવા લંડનમાં યુરોપી રાજ્યોની એક પરિષદ ભરવામાં આવી અને ૧૮૫૨માં કોલકરાર થયા. આ લંડન

તહનામા ઉપર યુરોપી રાજ્યોએ સહી કરી. પણ ઇ. સ. ૧૮૬૩ માં જ્યારે આખા યુરોપનું ધ્યાન પોલેન્ડના બળવા તરફ હતું ત્યારે ડેન્માર્કે સ્લેસ્વિગ અને હોલ્સટીનનું સ્વરાજ્ય છીનવી લઇ એ કરારનામાનો ભંગ કર્યો. હોલ્સટીને જર્મન સંઘ પાસે ફરિયાદ કરી. જર્મન રાજ્યોએ ડેન્માર્કના આ આપખુદ પગલા સામે વિરોધ ઉઠાવ્યો, પણ તેણે તેની દરકાર કરી નહિ. આથી જર્મન સંઘ અને જર્મનો ખૂબ જ ઉશ્કેરાઈ ગયા.

એટલામાં અચાનક ડેન્માર્કનો રાજા મરણ પામ્યો, અને લંડન તહનામાની રૂએ ક્રિશ્ચિયન ઑફ ગ્લકસબર્ગ આ બન્ને પ્રદેશનો રાજા ગણાયો. પણ ઑગસ્ટનબર્ગના ડયૂકના પાટવીકુંવરે જાહેર કર્યું કે હું એ પ્રદેશોનો હક્કદાર વારસ છું. જર્મન રાજ્યોએ તેનો પક્ષ લીધો અને હેનોવર તથા સેકસનીના રાજાઓએ તો તેની મદદે પોતપોતાનાં લશ્કર મોકલી પણ દીધાં.

બિસ્માર્ક આ રમત બહુ બારીકાઇથી જોઇ રહ્યો હતો. પ્રથમ તો તેને આ નવો બનાવ જરા પણ ગમ્યો નહિ. પણ ધીમે ધીમે તેને એ બાબતમાં રસ પડવા લાગ્યો. તે જરા ઊંડે ઊતરીને વિચાર કરવા લાગ્યો કે આ તકરાર પ્રશિયાને કયી રીતે લાભદાયક થઇ શકે ?

આ વિલક્ષણ બુદ્ધિવાળા રાજપુરુષે જુદો જ માર્ગ લીધો. આખું જર્મની જ્યારે ઑગસ્ટનબર્ગના પક્ષમાં હતું ત્યારે આ કુનેહબાજ જંકરે લંડન તહનામાને ટેકો આપ્યો. ડેન્માર્કની સરકાર ખુશ ખુશ થઇ ગઈ. તેને લાગ્યું કે બિસ્માર્ક જેવો મુત્સદ્દી પોતાના પક્ષમાં છે. પણ તે કાબેલ ખેલાડી જુદી જ બાજી રમતો હતો.

તે જાણતો હતો કે લંડન તહનામાની વિરુદ્ધ જઇને જો ડેન્માર્ક ઉપર ચડાઇ કરી તો એ સાંકડા પ્રદેશની બન્ને બાજૂએ ઇંગ્લંડનો કાફલો આવીને પ્રશિયન લશ્કર ઉપર તોપનો

મારો ચલાવી તેને છિન્નભિન્ન કરી નાખશે. તેથી તેણે ડેન્માર્કને ઈંગ્લંડની આંખે ગુનેગાર ઠરાવી પછી તેની સાથે લડવાનો નિશ્ચય કર્યો. વળી સ્લેસવિગ અને હોલ્સ્ટીનનો પ્રશ્ન મુખ્યત્વે જર્મન હોવાથી ઈંગ્લંડને તેમાં કશું લાગતુંવળગતું ન હતું. તેને તો લંડન-તહનામાને પ્રશિયા અને ડેન્માર્ક માન આપે છે કે નહિ તે જ જોવાનું હતું. કુનેહબાજ બિસ્માર્કે એ તહનામાને વળગી રહેવાનો ઢોંગ કર્યો. તેણે ડેન્માર્કને સમજાવ્યું કે ઈંગ્લંડ તેના પક્ષમાં ઊતરશે! લંડન તહનામાને ટેકો આપેલો હોવાથી ડેન્માર્કે બિસ્માર્કનું કહેવું સાચું માન્યું, અને ઈંગ્લંડ તેમજ પ્રશિયા જેવાં મોટાં રાજ્યો પોતાના પક્ષમાં છે એવી ભ્રમણા નીચે રહીને તેણે જર્મન રાજ્યોની દરકાર ન કરી.

પણ બિસ્માર્ક તો લડવા માગતો હતો; તેને આ તકરારમાંથી પ્રશિયા માટે લાભ કાઢવો હતો! એકલો એ લડે તો બીજાં રાજ્યો તેને લડવા દે નહિ એટલે તેણે ઑસ્ટ્રિયાને આ બાબતમાં સંડોવવા પ્રયત્ન શરૂ કર્યા. આ પ્રદેશોના લાભ ઉપરાંત બીજો લાભ તે શોધતો હતો: ડેન્માર્ક સાથે લડાઇ ચાલતી હોય તે વખત દરમિયાન પ્રશિયાને ઑસ્ટ્રિયા તરફથી બીક ન રહે એ પણ એક કારણ હતું. ઑસ્ટ્રિયાને પણ પ્રશિયાની દોસ્તીની જરૂર હતી; કારણ કે ઇટાલીનો કેટલોક પ્રદેશ ઑસ્ટ્રિયાએ દબાવ્યો હતો તે પાછો મેળવવા ઇટાલી નેપોલિયનની મદદ માગતું હતું. આ કારણથી બિસ્માર્ક ફ્રાન્સીસ જોસેફને સહેલાઇથી લલચાવી શક્યો.

વળી સ્વદેશમાં પણ ફાટફૂટ હતી. પ્રશિઅનો ઑગસ્ટનબર્ગની તરફેણમાં હતા; ઑગસ્ટનબર્ગ અને પ્રશિયાના યુવરાજ વચ્ચે ગાઢ મૈત્રી હતી. પાર્લામેન્ટને પણ આ લડાઈ જોઈતી ન હતી, એટલે તેણે લડાઇના ખર્ચ માટેની લોન ઊભી કરવા દેવાની ના પાડી. તેણે બિસ્માર્ક ઉપર "પરદેશની ગૂંચવણોના દરિયામાં

હોકાયંત્ર વિના ધસી જવાનો" આરોપ મૂક્યો. પણ બિસ્માર્ક કોઈની પરવા કરે એવો ન હતો. તેણે કહી દીધું કે જો તમે યુદ્ધ માટે સામગ્રી તથા ખરચ પૂરાં નહિ પાડો તો અમે ગમેત્યાંથી પણ તે મેળવી લઇશું. પણ પાર્લામેન્ટે મચક ન આપી એટલે તેણે તે બરખાસ્ત કરી.

આખરે બિસ્માર્કે ઓસ્ટ્રિયન શહેનશાહને પોતાના પક્ષમાં લઈ લીધો. બન્નેએ ભેગા મળી ડેન્માર્કને અલ્ટિમેટમ આપ્યું કે જે બંધારણથી તમે સ્લેસવિગ હોલ્સટીનનું સ્વરાજ્ય છીનવી લીધું છે અને લંડન તહનામાનો ભંગ કર્યો છે તે બંધારણ રદ કરો. આ અણધાર્યા ધડાકાથી ડેન્માર્ક ગભરાયું. બિસ્માર્કે જાણી જોઇને ટૂંકી મુદત આપી હતી અને એટલા વખતમાં એ બંધારણ રદ કરવું એ તદ્દન અશકય વાત હતી.

મુદત પૂરી થતાં જ ઓસ્ટ્રિયન અને પ્રશિયન લશ્કરોએ કૂચ કરી. ડેન્માર્કે લંડન તહનામાનો ભંગ કર્યો હતો એટલે યુરોપનાં રાજ્યો વચ્ચે પડવા માગતાં ન હતાં. પણ 'પ્રમાણિક અને પરગજુ ઇંગ્લંડથી આ સહન થઇ શક્યું નહિ. ડેન્માર્ક ગુનેગાર હતું છતાં અંગ્રેજ એલચીએ મુદત વધારવા બિસ્માર્કને સમજાવ્યો, વિગ્રહ જાહેર કરવાની ધમકી આપી; પણ બિસ્માર્કનો બચાવ સુંદર હતો : તે તો લંડન તહનામાના રક્ષણ માટે લડવા જતો હતો! તેણે ઠંડે પેટે અંગ્રેજ એલચીને સંભળાવી દીધું: " ભલે, તમે અમને શું નુકસાન કરી શકવાના હતા? બહુ બહુ તો તમે સ્ટોલ્પપુંડી કે પિલાઉ ઉપર ગોળા છોડશો. એનાથી વધુ તમે કાંઇ પણ કરી શકવાના નથી.× ઇંગ્લંડનો વિચાર માત્ર બિસ્માર્કને ધમકાવવાનો

× પ્રિન્સ ફોન બ્યુલો લખે છે કે તે વખતે પ્રશિયાનો દરિયાઇ વેપાર બહુ જ ઓછો હતો; એટલે જ બિસ્માર્કે અંગ્રેજ એલચીને આવો ઠંડો જવાબ આપ્યો હતો.

હતો, તે ડેન્માર્કને મદદ કરવાની સ્થિતિમાં પણ ન હતું; કારણકે હિંદ, ચીન અને ક્રિમીઆના વિગ્રહોથી તે બહુ નબળું પડી ગયું હતું. *

ડેન્માર્કનો ભ્રમ હજી દૂર થયો ન હતો ત્યાં તો પ્રશિયાનું સ્વદેશાભિમાનના જુસ્સાથી પ્રેરાએલું અને ઊંચી તાલીમ મેળવેલું પ્રશિયન લશ્કર ઑસ્ટ્રિયનો સાથે ડેન્માર્ક ઉપર ધસી આવ્યું. પ્રશિયનો ડેન્માર્કના લશ્કરને સહેલાઈથી મારી હઠાવતા હતા. હેનોવર અને સેક્સનીનાં લશ્કરોએ તો પ્રશિયાના માર્ગમાં આવવાની જ હિંમત ન કરી. સ્લેસવિગ અને હોલ્સટીન સહેલાઈથી જીતાઈ ગયાં અને ઑસ્ટ્રો-પ્રશિયન લશ્કર ખુદ ડેન્માર્ક ઉપર ધસી ગયું. એ સંયુક્ત લશ્કરે ડુપલ નામના મજબૂત કિલ્લાને ઘેરો ઘાલ્યો. એપ્રિલની ૧૮મી તારીખે ડુપલ પડ્યું. હજી લડાઈ ચાલુ હતી. સમુદ્ર ઓળંગી તેણે ડેન્માર્કના મુખ્ય ભાગ ઉપર હુમલો કર્યો. આખરે ડેન્માર્ક શરણે આવ્યું. નવી ઢબે કેળવાએલા પ્રશિયન લશ્કરનું પાણી અને બિસ્માર્કની શક્તિ યુરોપે આ પહેલી જ વાર જોયાં.

ઇ. સ. ૧૮૬૪ના ઑક્ટોબરની ૩૦મી તારીખે વિયેનાના કોલકરાર થયા. ડેન્માર્કે સ્લેસવિગ, હોલ્સટીન અને લૌએનબર્ગ છોડી દીધાં. પણ હવે એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે એ પ્રદેશ કોણે રાખવો? લડાઇ ચાલતી હતી ત્યારે જ બિસ્માર્કે નિશ્ચય કર્યો હતો કે એ પ્રદેશ ઑગસ્ટનબર્ગને તો ન જ આપવા. જો પોતે એ પ્રદેશને પ્રશિયા સાથે જોડી દઇ ન શકે તો પછી તે પ્રશિયાની સત્તા નીચે રહે અને પ્રશિયાને જોઇતા લાભ મળે એવું નવું રાજ્ય ત્યાં ઊભું કરવું એવી યોજના તેણે મનમાં ઘડી રાખી હતી. રાજા વિલિયમ, યુવરાજ અને પ્રશિયા ઑગસ્ટનના પક્ષમાં હતા; પણ બિસ્માર્ક તેમની વિરુદ્ધ હતો. એટલે તેણે શેતરંજના પટ ઉપર

* *Modern Europe* by Morris.

સામા પક્ષના રાજાને સપડાવવા જુદી જ વ્યૂહરચના ગોઠવી. તેણે એ પ્રદેશ માટે નવા ઉમેદવારો ઊભા કર્યા અને જાહેર કર્યું કે તેમના હક્કનો વિચાર કર્યા વિના ઑગસ્ટનબર્ગને એ પ્રદેશો સોંપી દેવા એ અન્યાય ગણાય. ઑગસ્ટનબર્ગ બિસ્માર્કની આ લોખંડી રાજનીતિ સામે લાચાર બન્યો.

હવે બિસ્માર્કે એ પ્રદેશોને પ્રશિયા સાથે જોડી દેવાની બાજી રચવા માંડી. તેણે હેનોવર અને સેક્સનીનાં લશ્કરોને એ પ્રદેશોમાંથી ખેંચી લેવા એમના રાજાઓને તાકીદ કરી. હેનોવરે તો સીધા સીધા પોતાનું લશ્કર ખેંચી લીધું, પણ સેક્સનીએ તેમ કરવાની સાફ ના પાડી. આ બાબત જર્મનસંઘની બેઠકમાં ચર્ચાઇ અને આખરે સેક્સનીને પોતાનું લશ્કર ખેંચી લેવાની ફરજ પડી.

હવે ઑસ્ટ્રિયા અને પ્રશિયા વચ્ચે આ બાબતમાં ઝઘડો ઊભો થયો. ઑસ્ટ્રિયાની માગણી હતી કે ઑગસ્ટનબર્ગને એ પ્રદેશો આપી દેવા. બિસ્માર્કથી આ માગણીનો અસ્વીકાર થઇ શકે એમ ન હતું. તેણે મુદત માગી. બીજા વરસના ફેબ્રુઆરી માસમાં તેણે નીચેની શરતોએ એ પ્રદેશો ઉપરથી પ્રશિયાનો દાવો ઉઠાવી લેવાનું કબૂલ કર્યું. તેની મુખ્ય શરતો આ હતી:—

(૧) કીલ બંદર પ્રશિયાએ રાખવું;
(૨) ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક સમુદ્રને જોડનારી નહેર પ્રશિયા બાંધે અને તેના ઉપર પ્રશિયાની જ માલિકી રહે;
(૩) શ્લેસવિગ–હોલ્સટીનમાં લશ્કર, તાર, ટપાલ અને રેલવે પ્રશિયાનાં જ રહે;
(૪) લૅન્ડસ્બર્ગનો કિલ્લો પ્રશિયાના હાથમાં રહે.

બિસ્માર્કે માત્ર આ ચાર જ મુખ્ય શરતો રજૂ કરી અને ઑસ્ટ્રિયાએ કબૂલ રાખી. જ્યારે ઑસ્ટ્રિયન પ્રધાને આ શરતો સાંભળી ત્યારે તે બરાડી ઊઠ્યોઃ " આવી શરતો નીચે રાજા થવા કરતાં તો હું ખેતરમાં બટાકા ખોદવાનું કામ વધુ પસંદ કરું ! "

હવે બિસ્માર્કે પોતાનું ખરું પોત પ્રકાશવા માંડયું. આ દરમિયાન ઑગસ્ટનબર્ગ હોલ્સટીનના કિલ બંદરે રહેતો હતો અને એ પ્રદેશનો જાણે પોતે રાજા હોય એમ વર્તતો હતો, તેને તેણે એ પ્રદેશ છોડી જવાની તાકીદ આપી અને એક જાહેરનામું બહાર પાડયુંઃ જે પ્રદેશો જીતવાને પ્રશિયન સૈનિકોએ પોતાના પ્રાણ આપ્યા હતા, તે પ્રદેશો અમને જેની સાથે કાંઇ પણ લેવાદેવા નથી, જેની પાસેથી અમે લીધા નથી એવા ઑગસ્ટનબર્ગને કદી સોંપીશું નહિ. આટલા બધા પ્રશિયન સૈનિકોએ લોહી રેડી પોતાનાં બલિદાન આપ્યાં તે શું એક ઑગસ્ટનબર્ગ ઉપર ઉપકાર કરવા માટે? હરગિજ નહિ. આ પ્રદેશ જર્મન હતો અને તેમાં જર્મન પ્રજા વસતી હતી. એક નાચીજ પ્રશિયન સિપાઈને પણ તેના ઉપર ઑગસ્ટનબર્ગ કરતાં વધારે હક્ક હતો.

આ જાહેરનામું જોઇ બધાં રાજ્યો છક જ થઇ ગયાં; પણ બિસ્માર્ક ન્યાયની વાત કરતો હતો. તેણે એ પ્રદેશ તાકીદે છોડી દેવાની ઑગસ્ટનબર્ગને સૂચના આપી. નિરાશાથી સળગતા રાજકુમારે તેમ કરવાની ના પાડી. એટલે બિસ્માર્કના હુકમથી પ્રશિયન નૌકાસૈન્યે કીલ બંદર જીતી લીધું. અને એ બંદરનો કબજો લેવા ગોઠવણ કરી.

બિસ્માર્કના આ પગલા સામે જર્મન સંઘે વિરોધ ઉઠાવ્યો, પણ બિસ્માર્કે તેને દાદ ન આપી. જુલાઇની ૨૮ મી તારીખે બિસ્માર્કે પોતાની કારોબારી સભા બોલાવી આ પ્રશ્ન ઉપર ચર્ચા કરી. ચર્ચાને અંતે તેણે ઑસ્ટ્રિયાને તાકીદ આપી કે ફેબ્રુઆરીમાં કરેલ કરાર મુજબ ઑગસ્ટનબર્ગનો પક્ષ છોડીને એ પ્રદેશમાંથી તેને હાંકી કાઢવા પ્રશિયાને સહકાર આપવો.

ઑસ્ટ્રિયા હવે મૂંઝવણમાં પડયું શું કરવું તે તેને સમજાયું નહિ. તેણે નહોતું ધાર્યું કે વાત આટલી હદે પહોંચશે. બિસ્માર્કની

જાળમાં તે આબાદ ફસાઈ ગયું હતું અને છૂટવાની એકે બારી ન હતી. જેનો પ્રતિનિધિ ઑસ્ટ્રિયન પ્રમુખની હાજરીમાં જર્મન સંઘની સભામાં સિગારેટ ફૂંકતાં પણ ડરતો એ પ્રશિયા આજે આટલું ઉદ્ધત બનીને તેને દબડાવી રહ્યું હતું ! તેણે પ્રશિયાના તાલીમબાજ લશ્કરનું બળ જોયું હતું, અને મુત્સદ્દી બિસ્માર્કને રાજદ્વારી શેતરંજ ઉપર અસાધારણ બુદ્ધિબળથી ખેલતાં પણ જોયો હતો. તેણે સુલેહની માગણી કરી, અને બિસ્માર્કે તે તરત જ સ્વીકારી લીધી. તે લડવા માગતો ન હતો, પણ પોતાનો પ્રભાવ પાડવા માગતો હતો.

આખરે ગેસ્ટીનના કોલકરારથી એવું ઠરાવવામાં આવ્યું કે સ્લેસવિગનો અમલ પ્રશિયાએ કરવો; હોલ્સ્ટીનનો અમલ ઑસ્ટ્રિયાએ કરવો; લોએનબર્ગ પ્રશિયાએ રાખવું અને તેના બદલામાં તેણે ઑસ્ટ્રિયાને વીસ લાખ માર્ક આપવા, ઑસ્ટ્રિયાને પૈસાની ખૂબ જ જરૂર હતી એટલે તેણે લોએનબર્ગ જતું કર્યું.

આમ બિસ્માર્કે બધાને રમાડયા—ઇંગ્લંડ તેની બુદ્ધિશક્તિ આગળ હાથ મસળતું રહ્યું; ડેન્માર્ક તેની મુત્સદ્દીગીરીનું આબાદ શિકાર થઇ પડયું; ઑસ્ટ્રિયાને તેણે સજ્જડ થાપ ખવાડી હતી. હવે તેને ખાતરી થઇ કે બિસ્માર્કે માત્ર પ્રશિયાના સ્વાર્થ ખાતર તેને આ લડાઇમાં પોતાની સાથે ઘસડયું હતું અને ઑસ્ટ્રિયનો 'પ્રશિયન લશ્કરના પીપુડીવાળા' જ બન્યા હતા; જર્મન રાજાઓ તો તદ્દન બની જ ગયા હતા અને હાનોવરના લશ્કરને એ પ્રદેશમાં ઘરની ખીચડી ખાઇ મહિનાઓ સુધી પડી રહ્યા બાદ ભોંઠા પડીને ખાલી હાથે પાછા ફરવું પડયું હતું; અને બિસ્માર્કે ઝારને એ પ્રદેશો માટે ઉમેદવાર બનાવી તેની કોણી ઉપર ગોળ ચોંટાડી દીધો હતો તે આખો વખત ચાટવા મથી રહ્યો હતો. જ્યારે ગેસ્ટીનના કરાર થઇ ગયા ત્યારે જ ઝારને ખબર પડી કે એ ગોળ તો

કોણીનો હતો ! બિચારો ઝાર માથું ખંજવાળી બેસી રહ્યો. ફ્રાન્સે ધાર્યું હતું કે પ્રશિયન સિંહે આબાદ શિકાર કરેલો હોવાથી કાંઇ નહિ તો તટસ્થતા જાળવી રાખવા ખાતર તેને એકાદ ટુકડો મળશે ખરો, પણ નેપોલિયન નષ્ટકે નિષ્કામ સેવાભાવી બની ગયો !

આમ બિસ્માર્ક ઈંગ્લાંડ, ડેન્માર્ક, ઓસ્ટ્રિયા, હેનોવર અને સેક્સનીનાં જર્મન રાજ્યો, રશિયા, ફ્રાન્સ બધાને રમાડી ગયો. યુરોપના રાજદ્વારી શેતરંજ ઉપર આવો જબરો ખેલાડી કોઇએ કદી જોયો ન હતો.

આ સેવાના બદલામાં વિલિયમે બિસ્માર્કને 'કાઉન્ટ' બનાવ્યો.

## પ્રકરણ ૮ મું

### ઓસ્ટ્રો-પ્રશિયન વિગ્રહ

હવે બિસ્માર્કે પોતાની નજર જર્મન રાષ્ટ્રની એકતા કરવા તરફ દોડાવી. આ એકતા પરદેશી ઓસ્ટ્રિયનોને જર્મન સંઘમાંથી હાંકી કાઢ્યા વિના ન જ બને એમ તે જાણતો હતો એટલે તેણે ઓસ્ટ્રિયા સામે વિગ્રહ જાહેર કરવાના મનસુબા ઘડવા માંડ્યા.

ઈ. સ. ૧૮૬૫માં તે ફ્રાન્સના શહેનશાહ લૂઈ નેપોલિયનને મળ્યો. તેણે બિસ્માર્કને ઓસ્ટ્રો-પ્રશિયન વિગ્રહમાં તટસ્થ રહેવાની ખાતરી આપી. આ ખાતરી તેણે કાંઈ સાધુવૃત્તિથી નહોતી આપી. તે સમયે તે મેક્સિકોમાં પગપેસારો કરવામાં રોકાએલો હતો તેથી આપી હતી. વળી તેણે એમ માન્યું હતું કે આ બન્ને દેશો માંહેમાંહે લડી નબળા પડશે એટલે એનો લાભ પોતાને કોઇક રીતે ભવિષ્યમાં મળી રહેશે. આ ખ્યાલ હેઠળ તેણે આ લડત દરમિયાન દખલગીરી ન કરવા વચન આપ્યું.

રાજાને રંગમાં જોઈ બિસ્માર્કે બીજી માગણી એ કરી કે જો પ્રશિયા ઉત્તરનાં જર્મન રાજ્યોનો સંઘ ઊભો કરી પોતે તેનું પ્રમુખ બને તો ફ્રાન્સે તેમાં દખલગીરી કરવી નહિ. તેણે વાતવાતમાં કહ્યું કે પ્રશિયાનું આ રાષ્ટ્રકર્તવ્ય બજાવવામાં મદદ કરવી એમાં ફ્રાન્સનું જ હિત છે. નેપોલિયન લલચાયો અને આ સેવાના બદલામાં તેણે હ્રાઇન નદીનો પ્રદેશ માગ્યો. પણ કાઉન્ટે તેને ચોખ્ખું પરખાવી દીધું કે જર્મન પ્રદેશમાંથી એક તસુ જેટલી જમીન પણ પોતે આપી શકશે નહિ. નેપોલિયને ધાર્યું કે આ બાબત પછી જોઇ લેવાશે.

આ ખૂબ જ અગત્યનું કામ પતાવી બિસ્માર્ક બર્લિન આવ્યો અને ઑસ્ટ્રિયા સામે લડવું કે નહિ તેની વિચારમંત્રણામાં પડયો. નેપોલિયને હા પાડી હતી, પણ તે ખૂબ લાગણીપ્રધાન માણસ હતો અને તેના ઉપર કેટલો વિશ્વાસ રાખવો એ વિચારવા જેવું હતું.

આ પછી તેણે ઇટાલી તરફ નજર દોડાવી. ઈટાલીને લાંબા સમયથી ઑસ્ટ્રિયા સાથે દુશ્મનાવટ હતી. અને જ્યાં સુધી વેનિશિયા પ્રાન્ત તેને પાછો ન મળે ત્યાં સુધી એ દુશ્મનાવટ રહેવાની જ હતી એ બિસ્માર્ક જાણતો હતો. પણ તેને એ બીક હતી કે લડાઈ જાહેર થયા પછી ઑસ્ટ્રિયા ઇટાલીને એ પ્રદેશ આપી દઇ તેની અને ફ્રાન્સની દોસ્તી મેળવી લે તો? આમ છતાં તેણે ઇટાલીની મદદ માગી જોઈ; પણ ઈટાલીને તેના ઉપર વિશ્વાસ ન આવ્યો. ડેન્માર્કવાળો પ્રસંગ હજી તાજો જ હતો એટલે આ ચાણાક્યની મુત્સદ્દીગીરીની રમતથી સૌ ડરતા હતા. કોણ જાણે શાએ દાવપેચ રમી જાય તો–એવી ઈટાલીને બીક લાગી. લડાઇ જગાવીને પછી બિસ્માર્ક વચ્ચેથી નીકળી જાય તો? પણ બિસ્માર્ક એમ બાજી હાથથી જવા દે એવો માણસ ન હતો. આખરે તેઓ

સમજૂતી ઉપર આવી શક્યા અને ૧૮૬૬ના એપ્રિલની ૯મી તારીખે એવા કરાર થયા કે—

(૧) પ્રશિયા ઑસ્ટ્રિયા સામે વિગ્રહ જાહેર કરે તો ત્રણ મહિનાની અંદર ઇટાલીએ પણ આસ્ટ્રિયા સામે વિગ્રહ જાહેર કરવો;

(૨) વેનિશિયા પ્રાન્ત ઇટાલીને પાછો ન મળે ત્યાં સુધી પ્રશિયાએ લડાઇ ચાલુ રાખવી; અને

(૩) કોઈ પણ રાજ્યે જુદી સુલેહ કરવી નહિ.

આ કોલકરાર ઉપર સહી થઇ ત્યારે બિસ્માર્કને નિરાંત થઇ. તેણે ફ્રેન્ચ પ્રતિનિધિ બેનેડેટીને ખુલ્લે દિલે કહી દીધું કે આ સફળતા માટે હું ખરેખર મગરૂર છું.

બિસ્માર્કના શરૂઆતના દરેક પગલાની સામે પ્રશિયન પ્રજા પડેલી હતી એ તેની મોટામાં મોટી મુશ્કેલી હતી. બજારના એક અદના માણસથી માંડીને તે ઠેઠ રાજા વિલિયમ સુધી બધા આ વિગ્રહ વિરુદ્ધ હતા. રાજા વિલિયમે તો આ વિગ્રહ સામે ખૂબ જ વિરોધ ઉઠાવ્યો. યુરોપી રાજકાજની રંગભૂમિ ઉપર બહારથી વિલિયમ અને બિસ્માર્ક હાથમાં હાથ મિલાવીને આવતા દેખાતા, પણ પડદા પાછળ એ બે 'મહાન નટ' વચ્ચે ખૂબ જ વિરોધ રહેતો તેનો ખ્યાલ બહારથી એ નાટક જોનારને ભાગ્યે જ આવતો. આ વખતે રાજાને આ વિગ્રહમાં સક્રીય ભાગ લેવા સમજાવતાં તેને પાણી નીતારવું પડયું. આખરે જ્યારે તેણે તેને "શાન્તિ કે વિગ્રહ માટે હું તમારા મન ઉપર લાગવગ કે દબાણ લાવું એ મારી લાગણી, કહો કે મારા ધર્મથી વિરુદ્ધ છે. આપણા પિતૃદેશના ભલા ખાતર ઈશ્વર ઉપર શ્રદ્ધા-આધાર રાખી હું આપને સુકાન સોંપું છું. મારા તરફથી હું પ્રાર્થના કરું છું, સલાહ નથી આપતો"—એવી મતલબનો કાગળ લખ્યો ત્યારે રાજા પીગળ્યો, અને તે લડાઇના

નિશ્ચય ઉપર આવ્યો એટલું જ નહિ પણ તેણે દૃઢતાથી લખ્યું: "હું લશ્કરને મોખરે રહી તલવાર ખેંચીશ અને આ વખતે તો પ્રશિયા નમતું આપે તે કરતાં મોત વધારે પસંદ કરીશ." *

આવતા અનિષ્ટ વિગ્રહનું કારણ સૌ બિસ્માર્કને જ લેખતા. યુવરાજ પણ વિરુદ્ધ હતો. બિસ્માર્કને ટેકો હતો માત્ર બે જણનોઃ જનરલ રૂન અને જનરલ મોલ્ટકનો. આખી પ્રજા આ વિગ્રહની વિરુદ્ધ હતી અને તેનો વિરોધ તો કાયમ જ હતો. આખરે આ વિગ્રહ અટકાવવા બિસ્માર્કનું ખૂન કરવાનું કાવતરું રચાયું. તે રાજમહેલથી ઘર તરફ ચાલીને જતો હતો ત્યાં તેની ઉપર ગોળીબાર થયા. બિસ્માર્કે પાછળ ફરીને ગોળીબાર કરનાર જુવાન વિદ્યાર્થીનો રિવોલ્વરવાળો હાથ પકડયો અને બીજા હાથે તેનું ગળું દાબ્યું; તરત તે જુવાને હાથ બદલી પાછા ગોળીબાર શરૂ કર્યા. બિસ્માર્ક જરા જખ્મી થયો પણ તેને બરાબર પકડી રાખ્યો. રાજાને ખબર પડતાં તે પોતાના પ્યારા પ્રધાનને ઘેર દોડી આવ્યો અને લોકોનાં ટોળેટોળાં તેના બંગલાની આસપાસ ફરી વળ્યાં. આ બનાવે તેની કેટલીક અપ્રિયતા ધોઇ નાખી.

સાન્ને થતાં તેણે લડાઇની તૈયારી કરવા માંડી અને પોતાના જનરલોને ઘટતી સૂચના આપી દીધી. પણ તે યુરોપની આંખે ચડવા માગતો ન હતો. પોતે તો પ્રશિયાના બચાવને માટે જ લડે છે એમ તે યુરોપને બતાવવા માગતો હતો તેથી ઑસ્ટ્રિયા વિરુદ્ધ કાંઈક કારણો મળી આવે તેની તે રાહ જોતો હતો. અને તે કારણો તેને તરત જ મળી ગયાં.

ઑસ્ટ્રિયા હોલ્સટીનમાં ઑગસ્ટીનબર્ગ માટે રાજ્ય કરતું હતું. પણ તે પ્રશિયા વિરુદ્ધ ખૂબ પ્રચારકામ કરતું હતું. આ બાબત બન્ને રાજ્યો વચ્ચે ગરમાગરમ પત્રવ્યવહાર ચાલ્યો. ઑસ્ટ્રિયાને પ્રશિયાની

* એમિલ લડવિગ

તૈયારીની ગંધ આવી હતી તેથી તે લડાઇની તૈયારી કરતું હતું અને તે માટે બિસ્માર્ક તેની પાસે જવાબ માગ્યો ! ઊલટો ચોર કોટવાળને દંડે ! ઑસ્ટ્રિયાએ સામી ઑગસ્ટનબર્ગને ગાદીએ બેસાડવાની માગણી કરી. જૂનની ૧લી તારીખે, પ્રશિયાના સખત વિરોધ છતાં, ઑસ્ટ્રિયાએ આ પ્રશ્ન જર્મનસંઘની સભામાં મૂક્યો. અને થઈ રહ્યું.

બિસ્માર્ક આવી સોનેરી તક જવા દે એવો કાચો ન હતો. તરત જ તેણે જાહેર કર્યું કે ઑસ્ટ્રિયાએ ગેસ્ટીનની સંધિનો ભંગ કર્યો છે. સભામાં બહુમતી ઑસ્ટ્રિયાના પક્ષમાં ગઈ એટલે પ્રશિયા તેમાંથી છૂટું પડ્યું અને જે જર્મન રાજ્યોએ તેને મદદ કરવા ના પાડી તેમની સામે તથા ઑસ્ટ્રિયા સામે તેણે વિગ્રહ જાહેર કર્યો. અને તે પછી ચોથે દિવસે ઇટાલીએ વિગ્રહ જાહેર કર્યો.

લશ્કરનો સેનાધિપતિ વિલિયમ પોતે હતો. તેનો સલાહકાર લડાઇખાતાનો પ્રધાન જનરલ ફૉન રૂન હતો અને લશ્કરની સરદારી જનરલ ફૉન મોલ્ટકે લીધી હતી. પ્રશિયાનું એ જુવાન તાલીમબદ્ધ લશ્કર જ્યારે કૂચ કરતું બહાર નીકળ્યું ત્યારે બિસ્માર્કની છાતી ગજગજ ઊછળતી હતી એટલો તેનો આત્મવિશ્વાસ હતો.

મુખ્ય કાર્ય વ્યૂહરચનાનું હતું. આ વખતે ઘણાં રાજ્યો સામે લડવાનું હતું, એ મોટી મુશ્કેલી હતી. એટલે બુદ્ધિશાળી મોલ્ટકે વિચિત્ર પ્રકારની વ્યૂહરચના રચી.

ઑસ્ટ્રિયન લશ્કર બોહેમિયામાં હતું તેથી રાજાના પિતરાઈ ભાઈ ફ્રેડરિક ચાર્લ્સે સેક્સની જીતી લઈ ત્યાંથી પશ્ચિમ બાજૂથી બોહેમિયામાં ઊતરવાનું હતું; અને યુવરાજે પૂર્વ બાજૂથી સરહદના પહાડો ભેદીને બોહેમિયામાં ઊતરવાનું હતું તથા બિસ્માર્ક ઉત્તરનાં જર્મન રાજ્યો જીતી લઈ બોહેમિયા આવવાનું હતું. પ્રશિયન લશ્કરે પૂર જોસથી કૂચકદમ શરૂ કરી.

ફ્રેડરિક ચાર્લ્સે થોડા જ સમયમાં સેકસની કબજે કર્યું. અને તરત જ તેણે કોનીગ્રાટ્ઝ નામના કિલ્લાથી દશ માઇલ ઉત્તરમાં આવેલા સાડોવા નામના ગામ આગળ ઑસ્ટ્રિયનો ઉપર હલ્લો કર્યો. ઑસ્ટ્રિયનો પાછા હઠયા. ઑસ્ટ્રિયનો કોનીગ્રાટ્ઝ પાસે અટકયા અને ત્યાં મરણીઆ બનીને લડવાનો નિશ્ચય કર્યો.

બીજી તરફ બિસ્માર્કે ઉત્તરનાં જર્મન રાજ્યો ઉપર ઝળકતી ફતેહ મેળવી હતી અને તે તથા વિલિયમ જૂનની ૩૦મીએ બોહેમિયા આવવા નીકળ્યા હતા.

જુલાઇની ત્રીજી તારીખ હતી. ઑસ્ટ્રિયન સરદાર બેનેડેકનો વિચાર નેપોલિયન બોનાપાર્ટની જેમ જર્મનીનાં બન્ને લશ્કરોને જુદાં જુદાં હરાવવાનો હતો. આગલી રાતે તેણે પોતાના લશ્કરને કોનીગ્રાટ્ઝ પાસે બરાબર ગોઠવ્યું હતું. સવાર થયું અને બન્ને લશ્કર વચ્ચે યુદ્ધ શરૂ થયું. ઑસ્ટ્રિયન લશ્કરનું બળ જોયા વિના ફ્રેડરિક ચાર્લ્સે તેમના ઉપર વ્યવસ્થાપૂર્વક ધસારો કર્યો. સામસામી તોપો ભયંકર ગર્જના કરતી હતી. ભીષણ યુદ્ધ ચાલી રહ્યું.

વિલિયમ, બિસ્માર્ક, રૂન અને મોલ્ટક એક ટેકરી ઉપર ચડી દૂર્બિન માંડી આ યુદ્ધ જોતા હતા. આ યુદ્ધના પરિણામ ઉપર બિસ્માર્કની અને આખા પ્રશિયાની કારકિર્દી લટકી રહી હતી. ખૂબ આતુરતાથી અને ચિંતાથી તેઓ આ જોઇ રહ્યા હતા. ત્યાં અચાનક ધૂળ અને ધૂમાડાના વાદળ નીચેથી બિસ્માર્કની નજર પ્રશિયન સૈન્યની જમણી પાંખ ઉપર પડી અને તે ચિંતા અને ભયથી મૂછી ઊઠયો—ફિક્કો પડી ગયો. તેણે જોયું કે જીવ પર આવીને લડતા મરણીઆ ઑસ્ટ્રિયનોની તોપોના ભયંકર મારા આગળ પ્રશિયન ટુકડીઓના ધસારા નિષ્ફળ જતા હતા. બિસ્માર્કનો શ્વાસ થંભી ગયો. જય યા પરાજય ત્રાજવામાં તોળાતા હતા. તેની બેચેનીનો પાર ન હતો. પણ હજી તેણે આશા છોડી ન હતી. તે જબરો

આશાવાદી હતો. સરહદના પહાડોમાં યુવરાજે દુશ્મનોને હરાવ્યા હતા અને હવે તે માત્ર ચૌદ માઇલ જ દૂર હતો. તેને મદદે બોલાવવા રાતોરાત ઘોડેસ્વાર ઊપડી ગયા હતા. તેને સંદેશો વખતસર મળે તેના ઉપર જ પ્રશિયાના ભાવિ ઇતિહાસનો આધાર હતો. બિસ્માર્ક વારંવાર ક્ષિતિજ તરફ દુર્બિન માંડીને જોતો હતો, પણ હજી યુવરાજ આવવાનાં ચિહ્નો જણાતાં નહોતાં. તેની વ્યાકુળતા વધતી ગઈ. એકાવન વર્ષ પહેલાં વોટર્લૂના યુદ્ધમાં નેપોલિયનના ભયંકર મારાથી બચવા અને તેને હરાવવા વેલિંગ્ટને જેટલી વ્યાકુળતાથી અને રડતી આંખે ફોન બ્લુશરની રાહ જોઈ હતી તેના કરતાં પણ વધારે વ્યાકુળતાથી તે અત્યારે યુવરાજની રાહ જોતો હતો. તેને કાંઇ સૂઝતું ન હતું; તેમ તે પોતાની ગભરામણ કોઈને બતાવવા પણ માગતો ન હતો. તેને થયું કે ચાલોને જરા મોલ્ટક પાસે જઈ આવું એટલે તેની શી માન્યતા છે તે ખબર પડે. તેની કુનેહબાજ બુદ્ધિ તેની મદદે આવી. તેણે મોલ્ટક આગળ કેટલીક સિગારેટ ધરીઃ એવા હેતુથી કે જો તેને પરાજયની બીક હશે તો તે માત્ર વિવેકને ખાતર ગમે તે સિગારેટ લઈ લેશે; પણ તેણે તો તેના ભારે અચંબા વચ્ચે જોયું કે એ વૃદ્ધ સેનાપતિએ તો ઠરે પેટે નિરાંતથી એક મનપસંદ સિગારેટ લીધી. બિસ્માર્કે હવે છૂટકારાનો દમ ખેંચ્યો. *

બપોરે જ્યારે યુવરાજ કાકાની મદદે આવી પહોંચ્યો ત્યારે લડતનો આખો રંગ બદલાઇ ગયો અને બિસ્માર્ક તથા વિલિયમની છાતી હર્ષથી ગજગજ ઊછળવા લાગી. તેણે દુશ્મનોની જમણી પાંખ ઉપર તોપો અને બંદૂકોનો વરસાદ વરસાવ્યો, પ્રશિયનોમાં નવું બળ આવ્યું અને ઑસ્ટ્રિયનો હવે પાછા પડવા લાગ્યા. આખરી ભીષણ યુદ્ધ ચાલી રહ્યું. પ્રશિયનો ઑસ્ટ્રિયન લશ્કર ઉપર તૂટી પડયા. થોડી જ વારમાં ઑસ્ટ્રિયનોનો સંપૂર્ણ પરાજય થયો.

* *Bismark* by T. W. Headlam p. 260–61

આ લડતસમયના પ્રશિયન લશ્કરનાં શૌર્યનાં તેમ જ આત્મ-સંયમનાં વખાણુ કરતાં બિસ્માર્ક પોતાની પત્નીને લખે છેઃ

"આપણા સૈનિકોને ચુંબન કરવાં ઘટે છે. દરેક સૈનિક મૃત્યુ સુધી શાન્ત અને આજ્ઞાધીન છે; ભૂખે પેટે, ભીને કપડે, ઉજાગરાની અને ફાટી ગએલા જોડાનાં તળીઆં નીકળી ગયા હોય એવી સ્થિતિમાં પણ તેઓ એકબીજા પ્રત્યે મિત્રભાવે વર્તે છે; તેઓ લોકોને લૂંટતા નથી કે ગામો બાળતા નથી; તેઓને મૂળથી ભરેલી ભાખરી મળે છે છતાં તેઓ પોતાની શક્તિ પ્રમાણે કામ કર્યે જ જાય છે......"

પચાસ વર્ષ પછી મહાન વિશ્વયુદ્ધમાં જર્મન સૈનિકોએ જે શિસ્ત માટે નામના કાઢી તે તેમના આ ગુણોને જ આભારી છે.

આખું યુરોપ પ્રશિયાની આ મહાન જિત જોઇ આશ્ચર્યચકિત થઈ ગયું. હવે તેઓ બિસ્માર્ક અને તેના ડાબા જમણા હાથ સરખા જનરલ રૂન અને જનરલ મોલ્ટકની મહત્તા સમજી શક્યા. તેમાં યે ફ્રાન્સનો રાજા નેપોલિયન તો આ જિતથી ચમકી જ ગયો. હવે તેને બીક લાગી કે ઑસ્ટ્રિયા બહુ નબળું પડી જશે અને પ્રશિયા બળવાન બની જશે તો પોતાની સ્થિતિ ખૂબ જ કફોડી થશે. એટલે આ લડતના પરિણામની ખબર પડતાં જ તેણે તારથી જણાવ્યું કે ફ્રાન્સ સુલેહ કરાવવા ઈચ્છે છે. બિસ્માર્કે દાંત કચકચાવ્યા; નેપોલિયન તેના હાથમાંથી વિજયનું ફળ ઝૂંટવી લેતો હતો. રશિયા પણ વચ્ચે પડ્યું. નિરુપાયે બિસ્માર્કને આટલેથી જ અટકવું પડ્યું—જો કે વિલિયમ, રૂન અને મોલ્ટક તેની વિરુદ્ધ પડ્યા, તેમને સાથે સાથે વિયેના સર કરવું હતું. પણ બિસ્માર્કે આખી પરિસ્થિતિ તેમને સમજાવી અને જણાવ્યું કે ઑસ્ટ્રિયાને સખત ફટકો મારી તેને કાયમી દુશ્મન બનાવવાથી રોજની મુશ્કેલી ઊભી થશે. વળી ફ્રાન્સ અને રશિયાની ડખલગીરીનું શું? આખરે યુવરાજે બિસ્માર્કનો પક્ષ લીધો અને તેનું ધારેલું જ છેવટે થયું. ઑગસ્ટની ૨૩મી તારીખે પ્રેગની સુલેહ થઇ અને એ સાત દિવસનો વિગ્રહ પૂરો થયો.

હવે બિસ્માર્કે જર્મનીને એકરાષ્ટ્ર કરવાનાં જે સ્વપ્નો ઘડ્યાં હતાં તેનો અમલ કરવા માટે પગલાં લેવા માંડ્યાં. પ્રેગની સુલેહની રૂએ જર્મનસંઘમાંથી ઑસ્ટ્રિયાને બાતલ કરી ઉત્તરનાં જર્મન રાજ્યોનું પ્રશિયાના નેતૃત્વ નીચે ઐક્ય કર્યું;—જો કે જર્મન રાજાઓને સીધા પ્રજાકીય અંકુશ હેઠળ લાવવાને બદલે પ્રધાન-મંડળના અંકુશ હેઠળ આણ્યા; ઉત્તર ઉપરાંત મધ્યભાગનાં જર્મન રાજ્યોનો નવો સંઘ ઊભો કર્યો; બધાં રાજ્યોનાં લશ્કર જુદાં જુદાં, પણ એ બધાંનો સેનાધિપતિ પ્રશિયાના રાજાને ઠરાવ્યો; આખા જર્મનસંઘ વચ્ચે એક જ દરિયાઇ કાફલો રાખ્યો; નવા જર્મન-સંઘ માટે નવું રાજ્યબંધારણ ઘડી કાઢ્યું અને જર્મન પ્રતિનિધિઓની એક પાર્લામેન્ટ (Reich-stag) તથા જર્મન રાજાઓના પ્રતિનિધિઓની એક ફેડરલ કાઉન્સિલ (Bundesrath) સ્થાપી.

આ સુલેહની રૂએ તેણે ઇટાલીને વેનેશિયા અપાવ્યું—જો કે તે દરિયાઈ અને મુલકી બધી લડાઇઓમાં હાર્યું હતું છતાં તેણે પ્રશિયાની સારી સેવા બજાવી હતી—ઑસ્ટ્રિયાના લશ્કરને તેણે રોકી રાખ્યું હતું.

વિજેતા બિસ્માર્ક જ્યારે પોતાના વિજયી સૈન્ય સાથે બર્લિનમાં દાખલ થયો ત્યારે પ્રજાએ તેને ભારે હર્ષ અને ઉત્સાહથી વધાવી લીધો. તેની અપ્રિયતા આ ઝળકતી ફતેહથી ધોવાઇ ગઇ હતી. નવી પાર્લામેન્ટની ચૂંટણી થઇ તેમાં બિસ્માર્કનો પક્ષ મોટો હતો. હવે પ્રશિયન પ્રજા અને પ્રજાના આગેવાનો બિસ્માર્કની મહત્તા, તેની નિઃસ્વાર્થતા અને રાષ્ટ્રપ્રેમ સમજ્યા હતા એટલે લિબરલ પક્ષના ઘણા માણસો તેના પક્ષમાં ભળી ગયા અને તે પક્ષે 'નેશનલ લિબરલ' નામ ધારણ કર્યું. આ નવી પાર્લામેન્ટે આજ સુધીમાં બિસ્માર્કે કરેલા બધા લશ્કરી ખર્ચ મંજૂર કર્યા.

રાજા પણ હવે બિસ્માર્કની કિંમત સમજી શક્યો હતો. આ બધી સેવાઓના બદલામાં તેણે બિસ્માર્કને જનરલ બનાવ્યો અને તેને સારી સરખી રકમ ભેટ તરીકે આપી. થાકેલો અને કંટાળેલો બિસ્માર્ક પોતાની કદર થએલી જોઇ આભાર માની આરામ લેવા પામેરાનિયા તરફ ઉપડી ગયો.

## પ્રકરણ ૯ મું

### ફ્રાંકો-જર્મન જંગ : બિસ્માર્કની ત્રીજી ફતેહ

ગેસ્ટીનની સુલેહથી ઓસ્ટ્રો-પ્રશિયન વિગ્રહનો દરવાજો ખુલ્યો હતો અને પ્રેગની સુલેહથી હવે ફ્રાંકો-જર્મન વિગ્રહનો દરવાજો ઉઘડ્યો.

પ્રશિયા ધીમે ધીમે બળવાન થતું જતું હતું એ ફ્રેન્ચોને ખૂણ જ સાલતું હતું. અને ફ્રેન્ચ તથા જર્મનોને તો આદિકાળની દુશ્મનાવટ હતી જ. લોભી નેપોલિયનની આંખ હવે દક્ષિણનાં જર્મન રાજ્યો તરફ ઠરી હતી. કારણ કે તેથી જર્મનરાષ્ટ્ર વધુ બળવાન થતું અટકતું હતું અને ફ્રાન્સની પોતાની સત્તા વધારે વિસ્તૃત થતી હતી. એટલે તેણે પોતાનો ડોળો એ દિશામાં ફેરવ્યો.

પણ ગરુડ જેવી તીક્ષ્ણ નજરવાળા બિસ્માર્કની નજર બહારથી એ સહેલ ન હતું. અને દક્ષિણનાં રાજ્યો તે પોતાનાં રાજ્યો સાથે બેળવવાનો તો હતો જ. એટલે તેણે જોઈ લીધું કે આખા જર્મનીના—ઉત્તર અને દક્ષિણ જર્મનીના—ઐક્ય માટે ફ્રાંકો-જર્મન વિગ્રહ ઊભો થયા સિવાય નહિ જ રહે. એટલે તેણે ઉત્તરના આખા જર્મન સરકારને બરાબર તૈયાર કરવાની અને

પ્રશિયન લશ્કરની સરખામણી કરી શકે એવું લશ્કર બનાવવાની રૂન અને મોલ્ટકને વરધી આપી મૂકી હતી.

આ અરસામાં એટલે ઇ. સ. ૧૮૬૯માં સ્પેનમાં ક્રાન્તિ થઈ. સ્પેનિયાર્ડોએ રાણી ઈસાબેલાને પદભ્રષ્ટ કરી અને સ્પેનની ગાદી માટે કોઈ સારો રાજા શોધવા લાગ્યા. તેમણે વિલિયમના કુટુંબી રાજકુમાર લિયોપોલ્ડને આમંત્રણ કર્યું. બળવાખોર સ્પેનિયાર્ડો વચ્ચે લિયોપોલ્ડની જિંદગી જોખમમાં રહે એમ ધારી વિલિયમે તે આમંત્રણ સ્વીકારવા ના પાડી. લિયોપોલ્ડની પોતાની પણ ત્યાં જવા ઇચ્છા ન હતી. પણ બિસ્માર્ક માટે આ સારી તક હતી. કોઈ હોહેનઝોલર્ન રાજકુમાર સ્પેનની ગાદી પર આવે તો પ્રશિયાની લાગવગ ખૂબ જ વધે એ તેની ગણતરી હતી. આ દૃષ્ટિથી વિલિયમને સમજાવવા તેણે ભગીરથ પરિશ્રમ આદર્યો. આ બધું કાર્ય ખૂબ જ છાની રીતે થતું હતું અને એ વાત માત્ર બિસ્માર્ક, વિલિયમ લિયોપોલ્ડ અને તેનો પિતા—એમ ચાર જણા જ જાણતા હતા. પણ એ વાત ફૂટી ગઈ. નેપોલિયનને કાને આ વાત આવતાં તેણે બધી વાત સ્પેન પાસે કઢાવી લીધી. એટલે બિસ્માર્કે જાહેર કર્યું કે પ્રશિયાને આ વાત સાથે કાંઈ પણ લાગતું વળગતું નથી. આખી ફ્રેન્ચ પ્રજાનો ગુસ્સો સળગી ઊઠ્યો. વાત ઉડાડી દેવા વિલિયમ, બિસ્માર્ક અને પ્રધાનો વીખરાઈ ગયા. પણ ફ્રેન્ચ સરકારે પ્રશિયન સરકારને આ માટે દોષિત ઠરાવી અને એ માટે તેની પાસે જવાબ માગ્યો. પ્રશિયન સરકારે જવાબ આપ્યો કે આ બાબતમાં અમે કાંઈ જ જાણતા નથી. ફ્રેન્ચ પ્રધાન બેનેડેટી રાજા વિલિયમને એમ્સ આગળ મળ્યો. રાજાએ તેને જણાવી દીધું કે પ્રશિયાની સરકારને તેની સાથે કાંઈ લેવાદેવા નથી, બાકી લિયોપોલ્ડ ગમે તેમ વર્તવા સ્વતંત્ર છે. સ્પેન સ્વતંત્ર રાજ્ય છે અને તેને પોતાને માટે ગમે તેને રાજા તરીકે ચૂંટી કાઢવાનો હક છે.

પણ અચાનક લિયોપોલ્ડના પિતાએ તેની ઉમેદવારી પાછી ખેંચી લીધી. આથી ફ્રેન્ચો ખૂબ જ આનંદમાં આવી ગયા અને ફ્રેન્ચ વર્તમાનપત્રોએ પ્રશિયન સરકારની ક્રૂર મશ્કરી કરી. ઇતિહાસકાર ગિઝોટે જાહેર કર્યું કે મારી જિંદગીમાં મળેલા રાજદ્વારી વિજયોમાં આ વિજય સર્વોત્તમ છે આ પછી ફ્રેન્ચ સરકારે બેનેડેટીને પાછો એમ્સ મોકલ્યો. તેણે ભવિષ્યમાં લિયોપોલ્ડ સ્પેનિશ ગાદી માટે ઉમેદવારી નહિ કરે એવું વચન રાજા પાસે માગ્યું, પણ વિલિયમે તેમ કરવાની સાફ ના પાડી.

રાજાએ બિસ્માર્કને તાર કરી બધી વાતથી વાકેફ કર્યો અને એ બધું પ્રસિદ્ધ કરવાની રજા આપી. બિસ્માર્ક ફ્રેન્ચોની આ ઉદ્ધતાઇથી સળગી ઊઠયો. તેણે રૂન અને મોલ્ટકને લશ્કર વિશે પૂછી જોયું અને 'નોર્થ જર્મન ગેઝેટ'નો વધારો બહાર પાડી વિલિયમ-બેનેડેટી મુલાકાતનો અહેવાલ જાહેર કર્યો. પરિણામ ધાર્યા કરતાં પણ સરસ આવ્યું બાલ્ટિકથી બેવેરિયા અને ર્‍હાઇનથી પોસેન સુધીની આખી પ્રજા ખળભળી ઊઠી. ફ્રેન્ચો લડાઇ માગતા હતા, બુઝર્ગ વિલિયમનું અપમાન થયું હતું, જર્મન રાષ્ટ્ર ઉપર નામોશીનું કલંક પડતું હતું. ફ્રેન્ચોને જવાબ આપવો એ દરેક જર્મનીની ફરજ હતી. તેઓ બેવેરિયન, સેકસન, પ્રશિયન, હેનોવેરિયન વગેરે ભેદો ભૂલી ગયા અને એક જર્મનપ્રજા તરીકે ખભેખભો મેળવી આ અપમાનનું વેર લેવા તલપાપડ થઇ રહ્યા અને જાહેર દેખાવો કરવા લાગ્યા.

રાજા વિલિયમ આ પરિસ્થિતિમાં એમ્સથી બર્લિન આવ્યો ત્યારે ત્યાંનું વાતાવરણ જોઇ તેને આશ્ચર્ય થયું. સ્ટેશને સ્ટેશને લોકોનાં ટોળાં લડાઇના પોકાર કરતાં હતાં. રાજાની છાતી ગજગજ ઊછળી રહી.

આ તરફ ફ્રેન્ચો પેરિસના કિલ્લા ઉપર ચડીને દુનિયા આગળ પોકારી પોકારીને જાહેર કરતા હતા કે તેઓ પ્રશિયા સામે લડવા

તૈયાર છે. આખો માનવસમુદ્ર તોફાને ચડ્યો હતો. બધા લડાઈની બૂમ પાડતા હતા. નેપોલિયનની પ્રજા લડવાની ન હતી, પણ આ માનવસમુદ્રના પ્રવાહની સામે તે ટક્કર ઝીલી શક્યો નહિ અને ફ્રેન્ચ લશ્કરે કૂચ કરવાની શરૂઆત કરી.

ફ્રેન્ચો દરિયાઈ સત્તામાં બળવાન હોવાથી તેનો કાફલો જર્મન કિનારા ઉપર લશ્કર ન ઉતારે તે માટે બિસ્માર્કની વિચક્ષણ સમિતિએ વોગેલ વૉન ફૅાલ્કીનસ્ટીટને કાંઠાનું રક્ષણ સોંપ્યું. ફ્રાન્સને જગતની આંખે ચડાવવા બિસ્માર્કે તેને પહેલો હલ્લો કરવા દીધો. પહેલે જ સપાટે ફ્રેન્ચોએ સારબ્રૂકનો કિલ્લો છીની લીધો અને 'બર્લિન ! બર્લિન'ના પોકાર કરતું ફ્રેન્ચ લશ્કર આગળ ધસ્યું. તરત જ જર્મન લશ્કરે તેમને અટકાવ્યા અને એવા તો સપડાવ્યા કે ફ્રેન્ચોને લાગ્યું કે સારબ્રૂક પણ પાછું જશે એટલે તેમણે તે સળગાવી મૂક્યું અને પાછળથી તોપોનો મારો ચલાવ્યો! અચાનક જર્મન લશ્કરની જમણી પાંખ જનરલ સ્ટેનમેટ્ઝની સરદારી હેઠળ ધસી આવી; પ્રિન્સ ફ્રેડરિક ચાર્લ્સ મધ્ય ભાગમાંથી ધસી આવ્યો; ડેનિમાર્કનો વિજેતા યુવરાજ બેવેરિયાથી ધસી આવ્યો અને વોર્થ પાસે મેકમેહનના પચાસ હજારના લશ્કર ઉપર એકદમ તૂટી પડ્યો. તુમુલ યુદ્ધ મચી રહ્યું. તોપ અને બંદૂકના ગગનભેદી અવાજો વચ્ચે માનવ કિકિયારીઓ સંભળાતી પણ ન હતી. આખરે એ ખૂનખાર જંગમાં ફ્રેન્ચો હાર્યા અને પાછા હટયા.

લોરેઇનમાં દોઢ લાખનું લશ્કર લઈને આવેલો નેપોલિયન એક સરદારને લશ્કર સોંપી નાસી ગયો. જર્મન લશ્કરે સ્ટ્રેસબર્ગને ઘેરો ઘાલ્યો. સ્પીકરનની લડાઈમાં ફ્રેન્ચોને હરાવી જનરલ સ્ટેન-મેટ્ઝ નેપોલિયનના લશ્કર સામે ધસી ગયો અને ફ્રેડરિક ચાર્લ્સ ચકાવો ખાઈને તેની પાછળ પહોંચ્યો. પરિણામે ફ્રેન્ચો ગ્રેવલોટની લડાઈમાં હાર્યા અને મેટ્ઝના કિલ્લામાં આશ્રય લીધો. મેટ્ઝથી

નાસીને નેપોલિયન સેડાનના કિલ્લામાં પેઠો. તરત જ યુવરાજે તે કિલ્લાને ઘેરો ઘાલ્યો અને બિસ્માર્ક તથા વિલિયમ તેની મદદ માટે ગયા.

નેપોલિયન હવે ઘેરાઇ ગયો. તેના હાથ હેઠા પડવા હતા. બીજી બાજૂ, ઉપરાઉપરી હારથી પેરિસ ઉશ્કેરાઇ ગયું હતું, શહેનશાહ બાનુએ પોતાના પતિને ખાનગી ખબર મોકલી હતી કે જો રાજા જર્મનોને પાછા નહિ હઠાવે તો પેરિસમાં બળવો થશે. પણ અહીં રાજા લાચાર નિરુપાય બનીને કિલ્લામાં ઘેરાઈ પડ્યો હતો. પરંતુ રાણીના સમાચાર સાંભળીને તેણે હુમલો કરવાનું નક્કી કર્યું. ફ્રેન્ચ લશ્કર મરણિયું થઇને લડ્યું. ફ્રેન્ચ સૈન્ય હજી નેપોલિયન બોનાપાર્ટની વીરતા અને પોતાના વડવાઓનું યુદ્ધકૌશલ્ય ભૂલી ગયું ન હતું. અત્યંત ભીષણ યુદ્ધ થયું એ યુદ્ધમાં જનરલ ફોન રૂનનો એક પુત્ર મરાયો. બિસ્માર્કનો પુત્ર પણ લોહીમાં તરબોળ પડ્યો હતો—એટલું ભીષણ એ યુદ્ધ હતું.

આખરે એ સેડાનના જંગમાં ફ્રેન્ચો હાર્યા. સપ્ટેમ્બરની પહેલી તારીખે સેડાનના કિલ્લામાં સપડાએલા નેપોલિયને સુલેહ માટે કિલ્લા ઉપર સફેદ વાવટો ચડાવ્યો અને બીજા ૮૩૦૦૦ના સૈનિકો સાથે શરણે આવવા કબૂલ થયો. એ કમનસીબ શહેનશાહે, એ ફ્રાન્સના શહેનશાહ અને સમ્રાટ નેપોલિયન બોનાપાર્ટના ભત્રીજા લુઇ નેપોલિયને પોતાની તલવાર વિલિયમ પાસે મોકલી અને દયાની યાચના કરી; પણ ફોગટ! ભાવિ કેટલું બળવાન છે!

હવે નેપોલિયને જનરલ વેમ્ફેનને સમાધાની માટે મોકલ્યો. ખૂબ વાટાઘાટ ચાલી. છેવટે વિમ્ફેને નેપોલિયનને તેના લશ્કર સાથે બચાવી લેવા વિનંતિ કરી; પણ બિસ્માર્કે તેને જવાબ આપ્યોઃ "રાજાની લાગણી ઉપર કોઈ વિશ્વાસ રાખી શકે, પણ આખી પ્રજાની લાગણી ઉપર અને તેમાં યે ફ્રેન્ચ પ્રજાની ઉપકારની લાગણી ઉપર

તો જરા પણ નહિ... ફ્રેન્ચ પ્રજા અદેખી છે. તેણે અમારો કોનિગ્રાટ્ઝનો વિજય બગાડી નાખ્યો, જો કે તે વિજયથી ફ્રેન્ચોને જરા પણ નુકસાન ન હતું. તે સેડાનની હાર ભૂલી જાય એવી ઉદારતાની આશા અમે કેવી રીતે રાખી શકીએ ? *

જર્મન વિગ્રહ સમિતિની એક જ માગણી હતી કે કોઈ પણ જાતની શરત વિના શરણે આવો. વિમ્ફેને નેપોલિયનને બચાવવા પોતાથી બનતું કર્યું, પણ મોલ્ટક એકનો બે ન થયો. વિમ્ફેને મુદત માગી, પણ સમયનો લાભ મળતાં તાજું ફ્રેન્ચ લશ્કર આવી પહોંચે તો ? એ બીકે મોલ્ટકે તેની પણ ના પાડી. તેણે કહી દીધું કે શરણે નહિ આવો તો કિલ્લા ઉપર તોપનો મારો ચાલુ કરીશું. વિમ્ફેન હતાશ થઇ ચાલ્યો ગયો.

આ ચિરસ્મરણીય અને કરણ હૃદયદ્રાવક બનાવને ઍન્ટન ફૉન વર્નરે પોતાના એક ચિત્રમાં અમર કર્યો છે. ચિત્રમાં સામે વિશ્વવિખ્યાત ફ્રેન્ચ સમ્રાટ્ નેપોલિયન બોનાપાર્ટનું ચિત્ર ટાંગેલું છે. આ મહાન સમ્રાટ્ અને સેનાપતિ પોતાની કીર્તિના આ વારસદારની નિરાધાર દશા જાણે મીંટ માંડીને જોઇ રહ્યો છે. ટેબલ ઉપર બે મીણબત્તી ધીમા પ્રકાશથી બળી રહી છે અને તેના ઝાંખા પ્રકાશમાં બધાના મુખ ઉપરના ભાવ સ્પષ્ટ દેખાય છે. એક તરફ કાઉન્ટ બિસ્માર્ક શાન્તભાવે તલવાર ટેકવીને બેઠો છે, તેની બાજૂમાં જર્મન જનરલ મોલ્ટક છાતી કાઢીને મગરૂરીથી વિમ્ફેન તરફ જોઈ રહ્યો છે. હતાશ બનેલો ફ્રેન્ચ પ્રતિનિધિ વિમ્ફેન લથડતે પગે ઊભો થાય છેઃ તેના મુખ ઉપર નિરાશા, વિષાદ અને કચવાટની છાયા તરવરે છે. તેની બાજૂમાં તેનો સાથી જમીન તરફ જોતો બેઠો છે અને પાછળ ... ...ફ્રેન્ચ અમલદારો ઊભા છે. બધા સ્થિર અને શાન્ત

છે, પણ ત્યાંની અશાન્તિ કબ્રસ્તાન કરતાં પણ વધારે ભયંકર અને હૃદયસ્પર્શી છે. આ ચિત્ર દુનિયાનાં ઐતિહાસિક ચિત્રોમાં પ્રથમ પંક્તિનું ગણાય છે.

આ તરફ નેપોલિયન સેડાનના કિલ્લામાં ચિંતાયુક્ત આતુરતાથી વિમ્ફેનની રાહ જોતો હતો, છેક મધરાત ગઈ ત્યારે તેણે આવીને ખબર આપી કે બિસ્માર્કે નવ વાગ્યા સુધીની મુદત આપી છે! નેપોલિયન હતાશ થયો. પણ તેને એક વિચાર સૂઝ્યો. રાજા વિલિયમ ભલો માણસ હતો. આ પરિસ્થિતિમાં જો તેને મળું તો? તે મારા પર દયા નહિ કરે? પૂર્વમાં ઉષા ચમકી ત્યારે તે ગાડીમાં બેઠો અને ૭ અંગરક્ષકો સાથે જર્મન છાવણી તરફ ચાલી નીકળ્યો. "કોઇ ફ્રેન્ચ તમને મળવા માગે છે" એમ સાંભળતાં જ બિસ્માર્ક કાચી ઊંઘમાંથી જાગ્યો; આંખો નિદ્રાથી ઘેરાતી હતી, મગજ અને શરીર શ્રમ અને ઉજાગરાથી થાકી ગયાં હતાં છતાં, ઊઠીને તેણે જેમતેમ કપડાં પહેર્યાં અને ઘોડો તબડાવી મૂક્યો. ઉષઃકાળના ઝાંખા પ્રકાશમાં તેણે ફ્રાન્સના શહેનશાહને ઓળખ્યો. તે ચમક્યો. પોતે એકલો હતો. તે દગો રમશે તો? તેની નજર વારંવાર પોતાની રિવોલ્વર તરફ જતી હતી. જાણે–અજાણે તેનો હાથ પણ રિવોલ્વર તરફ ગયો. બિસ્માર્કની હિલચાલ જોઈ નેપોલિયન ફિક્કો પડી ગયો!

આ બન્ને વચ્ચે લાંબા સમય સુધી વાતચીત ચાલી. પણ કાંઇ જ નિકાલ આવી શક્યો નહિ. આખરે વિલિયમ અને બિસ્માર્કે તેને ઘણા માનસહિત જર્મની મોકલ્યો. ૧૮૭૩ના જાન્યુઆરીની ૯ મી તારીખે ઇંગ્લંડમાં એ ફ્રેન્ચ શહેનશાહના કરણ નાટક કાળનો છેલ્લો પડદો પડ્યો!

સેડાનના પતન પછી જર્મનો પૅરિસને ઘેરો ઘાલવા ઇચ્છતા હતા. પરદેશખાતાના પ્રધાન ઝુલે ફેવરે સાફ સાફ સંભળાવી દીધું કે અમે ફ્રાન્સની એક તસુ જેટલી જમીન કે અમારા કિલ્લાનો

એક પથ્થર પણ આપશું નહિ.* પણ બિસ્માર્કે તેની સાથેની લાંબી વાટાઘાટ પછી મેટ્ઝ, સ્ટ્રેસબર્ગ અને એલસાસની માગણી કરી.+ પણ ફેવરે તો એક તસુ જમીન પણ નહિ મળે એમ ફરીને જણાવ્યું એટલે મોલ્ટકે સપ્ટેમ્બરની ૧૯ મી તારીખે, બિસ્માર્કના સખત વિરોધ છતાં, પેરિસને ઘેરો ઘાલ્યો. બિસ્માર્ક ફ્રાન્સના ગૌરવને આ છેલ્લો ફટકો મારી તેને જર્મનીનું કાયમી દુશ્મન બનાવવા ઇચ્છતો ન હતો; પણ રૂન અને મોલ્ટક આગળ આ વખતે તેનું કાંઈ ચાલ્યું નહિ. પેરિસનો આ ઘેરો આખા યુરોપના ઇતિહાસમાં અમર છે. બહારની દુનિયા સાથેનો પેરિસનો સંબંધ જર્મનીએ સાવ તોડી નાખ્યો. મદદ માટે બહાર સંદેશો પહોંચાડવાનું સાધન પણ ન રહ્યું. છતાં બલૂન મારફત અને કબૂતરો મારફત સંદેશા મોકલ્યા.× અને ગેમ્બેટા નામનો એક વિમાની તો સારું એવું લશ્કર પણ ઊભું કરી શક્યો. આ લશ્કર લઈ તેણે જર્મનીની દક્ષિણે હુમલો કર્યો, પણ જનરલ ફોન વર્ડરે પોતાના સૈન્ય કરતાં એ ચારગણા સૈન્યનો સખત પરાજય કર્યો.÷ આખરે ૧૮૭૧ના જાન્યુઆરીની ૨૮મીએ પેરિસ શરણે આવ્યું.

વળી પાછી વાટાઘાટ ચાલી. હવે વધારે કડક બનેલી માગણીઓથી ઉશ્કેરાઈને થીર્સ અને ફેવરે ધમકી આપી કે આથી તો તમે યુરોપને વચ્ચે પડવાની ફરજ પાડશો. એટલે બિસ્માર્કે તેને તરત જ જવાબ આપી દીધો કે જો તમે યુરોપની વાત કરશો તો હું નેપોલિયનને પાછો તમારો રાજા બનાવીશ. આ સાંભળી ફેવર કરગરી પડ્યોઃ "આ બધી નામોશી પછી બોનાપાર્ટને પાછો ગાદીએ બેસાડી ફ્રાન્સને વધુ નામોશી ન આપો!"

થીર્સ અને બિસ્માર્ક વચ્ચે જબરી વાટાઘાટ ચાલી. થીર્સ આ આખરી લડત લડતો હતો. કોઈ વાર તે ઢીલો પડી જતો,

---

* લિપસન + એમિલ લડવિગ
× એસ. ટી. વોલ્કર ÷ જી. એલ. એમ. સ્ટ્રૉસ

કોઇ વાર ગુસ્સાના આવેશમાં કૂદકો મારી ઊભો થઈ જતો, કોઈ વાર આજીજી કરતો, તો કોઈ વાર ભયંકર બની જતો. તેનું નાનું અને નાજુક શરીર લાગણીના આવેશમાં કંપતું હતું. * છેક છેલ્લે પાટલે જઇ આખરે તેણે હૃદયભેદક પણ કરુણ શબ્દોમાં કહ્યું:

"ભલે, તમારી ઇચ્છા પ્રમાણે કરો; આ વાટાઘાટ બહાનું માત્ર છે. અમે અચકાતા લાગીએ છીએ, અમારે તમારી ધૂંસરી નીચે જ આવવાનું છે. અમે માત્ર આ ફ્રેન્ચ પાટનગર બચાવી લેવાની માગણી કરીએ છીએ; તમે તેની ના પાડો છો. એ બતાવી આપે છે કે તમે અમારી સામે છેવટની હદ સુધી લડી લેવા માગો છો! ભલે તેમ કરો. અમારા પ્રાન્તો ખૂંચવી લો, અમારાં ઘરો બાળી નાખો, એ ઘરોનાં શાન્ત રહેવાસીઓનાં ગળાં રહેંસી નાખો, તમને ગમે તે કરો. તમારું કામ પૂરું કરો. પણ અમે છેવટ સુધી લડીશું. અમે છેવટે મરી જઇશું, પણ નામોશી સહન નહિ કરીએ."

બિસ્માર્ક આ માણસનું દુઃખ સમજી શકતો હતો અને તેથી તે પોતાની માગણીઓ નરમ કરવા આતુર હતો. પણ લડત જીતનાર બન્ને જનરલોમાં દયાનો છાંટો પણ ન હતો એટલે બિસ્માર્કનું કાંઈ વળ્યું નહિ.

આખરે મેની ૧૦મી તારીખે ફ્રૅંકફોર્ટની સુલેહ થઈ. ફ્રાન્સે એલસાસનો ઘણોખરો ભાગ, લોરેઈનનો કેટલોક ભાગ અને મેટ્ઝ તથા સ્ટ્રેસબર્ગના કિલ્લા જર્મનીને આપી દીધા. વધારામાં, તેણે વીસ કરોડ પાઉંડનો દંડ આપ્યો અને તે જ્યાં સુધી ભરાઈ ન રહે ત્યાં સુધી જર્મનીએ ફ્રાન્સની ઈશાનકોણનો પ્રદેશ પોતાને તાબે રાખવો એમ કર્યું. ફ્રેન્ચ પ્રજાએ એ દંડ અસાધારણ આત્મભોગ બતાવી થોડા જ વખતમાં ભરી દીધો. *

---

* જુલે ફેવર

* આ દંડ કેવી રીતે ભરાયો તે આપણે હિંદીઓએ ખાસ

આ ફ્રેંકફોર્ટની સુલેહમાં મહાન વિશ્વવિગ્રહનાં મૂળ નંખાયાં.

વિજયી જર્મન સેના આ મહાન જિત મેળવી પિતૃદેશ તરફ પાછી વળી ત્યારે આખી જર્મન પ્રજા આનંદમાં ગરકાવ થઈ ગઈ. આખી પ્રજાએ હવે તો પોતાના પ્યારા બિસ્માર્કને આનંદથી વધાવી લીધો.

## પ્રકરણ ૧૦ મું

### સ્વપ્નસિદ્ધિ

હવે બિસ્માર્કને પોતાનાં સ્વપ્ન સિદ્ધ કરવાની તક મળી હતી. ફ્રાન્સની સામે લડતી વખતે દક્ષિણનાં જર્મન રાજ્યોએ પણ રાજીખુશીથી સારો ફાળો આપ્યો હતો, અને તેમનાં લશ્કરોએ યુવરાજની સરદારી હેઠળ સારી બહાદુરી બતાવી હતી એટલે હવે આખા જર્મન રાષ્ટ્રને એક કરવા માટે અનુકૂળ વાતાવરણ ઊભું થઈ ગયું હતું.

પણ હજી બેવેરિયા, વુર્ટમ્બર્ગ અને સેકસનીનાં રાજ્યો પ્રશિયાનાં હરીફ હતાં અને પોતપોતાની સ્વતંત્રતા છોડવા ખુશી ન હતાં. વળી તેઓ રોમન કૅથોલિક સંપ્રદાયનાં હતાં; જ્યારે ઉત્તરનાં રાજ્યો પ્રોટેસ્ટંટ પંથનાં હતાં. તેઓ જો બધા ભેદભાવ

---

જાણવા જેવું છે. તે સમયે ફ્રાન્સ કાશ્મીરની સુંદર શાલ મોટા પ્રમાણમાં આયાત કરતું હતું. તે તેણે બંધ કરી. આ સિવાય બીજી પણ ઘણી મોજશોખની વસ્તુઓ મંગાવવી બંધ કરી. પરિણામે જર્મનીનો દંડ ભરાઇ ગયો અને કાશ્મીરનો સૈકાજૂનો એ મહાન ગૃહઉદ્યોગ પડી ભાગ્યો !

ભૂલી જઇ, દ્વેષ અને દુશ્મનાવટ છોડી દઈ, રાષ્ટ્રભાવના અને સ્વદેશાભિમાનથી પ્રેરાઇને સ્વેચ્છાપૂર્વક ઉત્તરના જર્મન સંઘમાં જોડાવા આવે અને પ્રશિયાનું નેતૃત્વ સ્વીકારે તો જ જર્મનીનું ઐક્ય ટકે, બળવાન બને, અને જર્મનરાષ્ટ્ર પ્રગતિ કરી શકે, એ બિસ્માર્ક બરાબર જાણતો હતો. તેથી ફ્રેન્ચોને હરાવ્યા પછી આ બાબત બિસ્માર્કે હાથ ધરી.

બેડનનો રાજા વિલિયમનો જમાઇ થતો હતો. ઇ. સ. ૧૮૭૦ ની શરૂઆતમાં, તેણે ઉત્તરના જર્મન સંઘમાં દાખલ થવાની વિનંતિ કરી હતી પણ હજી અનુકૂળ સમય આવ્યો ન હોવાથી બિસ્માર્કે તેને ના પાડી. પણ એ જ વર્ષે, જ્યારે ફ્રાન્સ સાથે વિગ્રહ ચાલતો હતો ત્યારે તેણે ફરીથી વિનંતિ કરી. બિસ્માર્કે આ વિનંતિ ઉપરથી દક્ષિણનાં રાજ્યોને ઉત્તરના સંઘ સાથે જોડી દેવાની દરખાસ્ત મૂકી. ખાસ કરીને બેવેરિયાને સમજાવવાનું કામ મુશ્કેલ હતું પણ હજી બિસ્માર્કનું મુત્સદ્દી મગજ કામ કરતું અટકી ગયું ન હતું. તેણે એક સરસ યોજના કરી. આ સંગઠન માટે એક વિજ્ઞપ્તિપત્ર તેણે લખી આપ્યું અને એ વાંચી જવાનું મહત્ત્વનું કાર્ય બેવેરિયાના રાજાને જ સોંપી તેની મહત્તા વધારી. આ યુક્તિ આબાદ પાર પડી અને ૧૮૭૧ના જાન્યુઆરીની ૧૮મી તારીખે, એક તરફ ફ્રાન્સ સાથે લડાઇ ચાલતી હતી ત્યારે, અહીં વરસાલીસ શહેરમાં, ફ્રાન્સના રાજા લુઇ ૧૩માએ બંધાવેલા પ્રખ્યાત મહેલમાં, પ્રશિયાના ઉત્તર સંઘમાં જોડાવાની અને વિલિયમને જર્મનીના શહેનશાહ થવાની વિનંતિ કરતું આ વિજ્ઞપ્તિપત્ર વાંચવાની પવિત્ર ક્રિયા દક્ષિણના જર્મનસંઘના નામે બેવેરિયાના રાજાએ કરી. પછી પ્રધાનો, રાજાઓ, ઉમરાવો, સરદારો વગેરેની હાજરીમાં પ્રશિયાના રાજા વિલિયમે જર્મનીના શહેનશાહ "કૈઝર વિલિયમ પહેલા"નું નામ ધારણ કર્યું.

આમ બિસ્માર્કનું જીવનસ્વપ્ન આખરે પાર પડયું અને તેણે

પોતાના જીવનની સફળતા માની. ઉપકારવશ વિલિયમે આ વફાદાર 'જંકર'ને 'પ્રિન્સ'નો ઇલકાબ બક્ષ્યો.

માત્ર નવ વર્ષના ગાળામાં બિસ્માર્કે કેવા ચમત્કાર કરી બતાવ્યા હતા! નવ વર્ષ પહેલાં આ જ રાજા પોતાની ગાદી છોડવા તૈયાર થયો હતો; બિસ્માર્કનું અને પોતાનું માથું ક્યાં કપાશે તેની પણ તેણે અટકળ કરી લીધી હતી; યમદૂતોના કાળા પડછાયા તે નજરે જોતો હતો; પ્રજા તેને જોઈ રોષે ભરાતી હતી; પાર્લામેન્ટ તેને વિકરાળ વાઘોના ટોળા જેવી લાગતી; જર્મનીના ઐક્યની વાત આવતી કે તરત જ પરદેશીઓ હથિયાર ખખડાવતા; તેમની વિભક્ત દશા તેમની પ્રગતિને ગૂંગળાવી મારતી હતી. પણ આજે? આજે એ સ્થિતિનું નામનિશાન રહ્યું ન હતું. એ અળખામણા થઇ પડેલા વિલિયમ અને બિસ્માર્ક પાછળ માત્ર પ્રશિયનો જ નહિ પણ આખી જર્મન પ્રજા ગાંડી બની હતી; જર્મનીનાં જુદાં જુદાં રાજ્યોની વેડફાઇ જતી શક્તિ હવે સમગ્ર રૂપમાં પ્રગટી ઊઠી હતી; આજે જર્મની વિરુદ્ધ કોઇ રાજ્ય આંગળી પણ ઊંચી કરવાની હિંમત કરતું નહિ; યુરોપનાં રાજ્યો હવે તેને માન આપતાં હતાં. અને આ બધાંનો યશ પ્રિન્સ બિસ્માર્કને જ હતો!

બિસ્માર્કનું જીવન હવે કૃતાર્થ થયું. જર્મન રાજ્યો સાથેના કરારનામા ઉપર સહી કર્યા પછી તેણે છૂટકારાનો દમ ખેંચીને કહ્યું: "હવે કામ પૂરું થયું છે; જર્મનીનું અને તેની સાથે રીશ અને કૈસરનું ઐક્ય સંધાઈ ગયું છે!"

# પ્રકરણ ૧૧ મું

## ત્રિરાજ્ય સંધિ

**જર્મન** સામ્રાજ્યની સ્થાપના થઈ ગઇ. હવે તે ભવિષ્યમાં કેમ વધુ પ્રગતિ કરી શકે અને તેના માર્ગમાં કંટક ન આવે એ જોવાની ખૂબ જ જરૂર હતી. કારણ કે છેલ્લાં દશ વર્ષ વિગ્રહોમાં જ ગયાં હતાં અને તેથી જર્મની બીજી ઘણી રીતે નબળું પડયું હતું. તેથી હવે પ્રગતિ માટે શાન્તિની ખૂબ જ જરૂર હતી. વળી સામ્રાજ્યના પાયા ઊંડા જવા માટે હજી શાન્ત અવિશ્રાન્ત શ્રમ કરવાની જરૂર હતી. તેથી બિસ્માર્કે આ વિષય તરફ હવે પોતાની નજર દોડાવી.

આ માટે પ્રથમ તો પડોશનાં રાજ્યો સાથે કરાર કરવાની જરૂર હતી. બિસ્માર્ક જાણતો જ હતો કે ફ્રાન્સ વહેલું મોડું પોતાના અપયશને ધોઈ નાખવા જર્મની સામે જંગ મચાવશે જ. તેથી પાણી પહેલાં પાળ બાંધી લેવી એ જરૂરનું હતું. બીજાં પડોશનાં રાજ્યો ફ્રાન્સના પક્ષમાં ન જાય એ માટે તાત્કાલિક કરાર કરી લેવાની તેણે જરૂર જોઇ.

ઇ. સ. ૧૮૭૮માં બાલ્કન રાજ્યોનો કોયડો ઉકેલવા બર્લિનમાં યુરોપી રાજ્યોની કોંગ્રેસ ભરાઈ. ઑસ્ટ્રિયા અને રશિયા આ "પૂર્વના પ્રશ્ન" (બાલ્કન રાજ્યોના કોયડા) ઉપર એકબીજાના કટ્ટર દુશ્મન હતા. બિસ્માર્ક ઑસ્ટ્રિયાની દોસ્તી મેળવવા માગતો

હતો; કારણકે એક સંસ્કૃતિની બે પ્રજા વચ્ચેની દોસ્તી લાંબો વખત ટકે એ કુદરતી છે. આ કારણથી બિસ્માર્કે આ કોંગ્રેસમાં ઑસ્ટ્રિયાનો પક્ષ લીધો. ઝાર ઍલેક્ઝાન્ડરને ઉશ્કેરી મૂકવા માટે આટલું બસ હતું. તેણે બિસ્માર્કને પોતાનો ભયંકર દુશ્મન લેખ્યો. આજ સુધી આ બે રાજ્યો વચ્ચે જે દોસ્તી ટકી રહી હતી તે એ બે પ્રજાને લીધે નહિ, પણ વિલિયમ અને ઝારની સગાઈને લીધે હતી. પણ અંગત સગપણ ઉપર બંધાએલી દોસ્તી પ્રજાજીવનમાં ક્યાં સુધી ટકે? એટલે દૂરંદેશી વાપરી બિસ્માર્કે ઑસ્ટ્રિયા સાથે મૈત્રી કરી.

ઝારની ખફાનજર થતાં જ રશિયન વર્તમાનપત્રો બિસ્માર્ક ઉપર તૂટી પડ્યાં. તેમનાં લખાણોમાંથી સંયમ જતો રહ્યો. રૂસો-જર્મન વિગ્રહની વાતો છૂટથી થવા લાગી. રશિયાની નવી વલણે બિસ્માર્કને ચમકાવ્યો. તેણે ૧૮૭૯માં ઑસ્ટ્રિયા સાથે કોલકરાર કર્યા. બિસ્માર્કની આ અસાધારણ ફતેહ હતી. જર્મની અને ઑસ્ટ્રિયા પોતાનાં પાછલાં વેરઝેર અને કડવાશ ભૂલી જઈ, પાછળથી આખી દુનિયાનો ઇતિહાસ ફેરવી નાખનાર આ વિશ્વવિખ્યાત કરારનામું કરતાં હતાં. તેની શરતો આવી હતી:

(૧) જો જર્મની કે ઑસ્ટ્રિયા ઉપર રશિયા હુમલો કરે તો બન્નેએ એકબીજાના બચાવમાં ઊભા રહેવું;

(૨) જો જર્મની કે ઑસ્ટ્રિયા ઉપર ફ્રાન્સ કે બીજો કોઈ દેશ હુમલો કરે તો એકબીજાએ તટસ્થ રહેવું;

(૩) પણ જો હુમલો કરનાર દેશને રશિયાની મદદ હોય તો એકબીજાની મદદે ઊભા રહેવું.

આમ બિસ્માર્કે જર્મનીના ભાગ્યને ઑસ્ટ્રિયાના ભાગ્ય સાથે વણી નાખ્યું. બીજે વર્ષે તેમની સાથે ઇટાલી જોડાયું અને આ

કરારનામાને ત્રિરાજ્ય સંધિ ( Triple Alliance ) નું નામ આપવામાં આવ્યું.

દરમિયાન રૂસો-જર્મન સંબંધ બગડતો જતો હતો. પણ આ સમયે બિસ્માર્ક રશિયા સાથે બગાડવા ઇચ્છતો ન હતો. કારણ કે તેમ થાય તો ફ્રાન્સ આ તકનો લાભ લઇ જર્મની વિરુદ્ધ રશિયાની દોસ્તી મેળવી લે. આથી તેણે ૧૮૮૪માં પ્રસંગવશાત્ પ્રિન્સ વિલિયમ ( માજી કૈસર )ને ઝાર પાસે મોકલ્યો. સુંદર વક્તૃત્વશક્તિ ધરાવતા શાહજાદાએ સમાધાની માટે ખૂબ પ્રયાસ કર્યા. તેણે દલીલ કરી કે જો વિપ્લવના ભયંકર મોજાને યુરોપ ઉપર ફરી વળતું અટકાવવું હોય તો રશિયા, ઑસ્ટ્રિયા અને જર્મનીના શહેનશાહોએ સંપ કરી તેનો સામનો કરવો જોઈએ. ૧૮૮૬માં બિસ્માર્કે ફરી તેને ઝાર પાસે મોકલ્યો, પણ તેનું કાંઇ ખાસ પરિણામ આવ્યું નહિ. આ પછી ઈ. સ. ૧૮૮૭માં ઝાર ડેન્માર્ક ગયો ત્યારે વિલિયમને મળ્યા વિના જર્મનીમાંથી પસાર થયો, પણ તે પાછો રશિયા જતો હતો ત્યારે વિલિયમે તેને ખાસ આમંત્રણ આપ્યું. બિસ્માર્કે તેને મળીને તેના મનમાં ભરાએલું ભૂત કાઢવા બનતું કર્યું. વાતચીત ઉપરથી આ કાકદૃષ્ટિવાળા મુત્સદ્દીને લાગ્યું કે મધ્ય યુરોપના આ ત્રણ શહેનશાહો ભલે એક-બીજાના મિત્ર ન બની શકે, પણ ઑસ્ટ્રિયાથી ખાનગીમાં ઝાર અને કૈસર મિત્ર બની શકે. એટલે તેણે એ રીતે પોતાના પાસા ફેંકવા માંડ્યા. તેનો હેતુ તો માત્ર ફ્રાન્સને એકલું પાડી નાખવાનો હતો. રશિયા અને ઑસ્ટ્રિયા વચ્ચે કડવાશ હતી એટલે જો બિસ્માર્ક ઑસ્ટ્રિયા વિરુદ્ધ ઝાર સાથે કરાર કરે તો ઝાર ખુશ થાય અને તે પછી ફ્રાન્સની દોસ્તીની દરકાર ન કરે. એટલે તેણે ખાનગીમાં એવા કરાર કર્યા કે ઑસ્ટ્રિયા જો રશિયા ઉપર હુમલો કરશે તો જર્મની રશિયાનો બચાવ કરશે. ઝારને તો ઑસ્ટ્રિયા વિરુદ્ધ કોઈ

રાજ્યની દોસ્તી જોઈતી હતી: પછી તે ફ્રાન્સ હોય કે જર્મની. આમ બિસ્માર્ક રશિયાને પોતાના પક્ષમાં લેવામાં સફળ થયો.

આ પછી તેણે ઇંગ્લંડ સાથે દોસ્તીના કોલકરાર કરવા યત્ન કર્યો, પણ અંગ્રેજો જર્મનીની આ પ્રગતિથી ચમકી ગયા હતા અને આ નવું ઊગી નીકળેલું સામ્રાજ્ય રખેને ભવિષ્યમાં હરીફ બની બેસે એની તેમને બીક હતી. એટલે બિસ્માર્કની માગણીનો ઇંગ્લંડના વડા પ્રધાન લોર્ડ સેલ્સબરીએ ઉડાઉ જવાબ આપ્યો.

બિસ્માર્ક ખરું કારણ સમજી ગયો હતો એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

## પ્રકરણ ૧૨ મું

### સંધ્યાના રંગ

**સૂર્યોદય** અને સૂર્યાસ્ત, ભરતી અને ઓટ એ જીવનનો સ્વાભાવિક ક્રમ છે. બિસ્માર્કના જીવનમાં હવે સંધ્યાના રંગ શરૂ થાય છે.

હવે તે વૃદ્ધ થયો હતો. તેના જૂના મિત્રો તેની રાજનીતિથી અળગા થઇ ગયા હતા, કોન્ઝરવેટિવ પક્ષ તેનાથી અળગો થતો જતો હતો. વળી તેને એક ને એક જ જાતના રાજકાજના કામથી કંટાળો આવ્યો હતો અને તેમાં તેને રસ પણ રહ્યો ન હતો. એટલે ૧૮૭૭ માં તેણે નાદુરસ્ત તબિયતનું બહાનું કાઢી પોતાની જગાનું રાજીનામું આપ્યું. આ રાજીનામાથી વિલિયમ ચમક્યો. જેણે તેને ગાદીત્યાગ કરતાં અટકાવ્યો હતો, જેણે તેને આવાં અપ્રતિમ વિજય-કીર્તિ અપાવ્યાં હતાં, જેણે તેને જર્મન સામ્રાજ્યનો સમ્રાટ્ બનાવ્યો હતો, એવા સમર્થ પ્રધાનને તે આવી બુઝર્ગ

અવસ્થામાં કેમ જુદો થવા દે? વિલિયમ અને બિસ્માર્કનાં શરીર જુદાં હતાં, પણ હૃદય તો એક જ હતું. તેમની વચ્ચે રાજકાજની બાબતમાં વારંવાર જબરા મતભેદ ઊભા થતા તેવે વખતે અંદર અંદર ખૂબ ઝઘડતા, છતાં વિલિયમને પોતાના પ્રધાન ઉપર કદી અણગમો નહોતો આવતો. કૃતજ્ઞ રાજાએ તેનું રાજીનામું ન સ્વીકાર્યું, અને તેને જોઈએ તેટલી રજા ભોગવવાની છૂટ આપી. પ્રજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે આખા જર્મનીમાં આનંદનું મોજું ફરી વળ્યું. જેણે જર્મન પ્રજાનું સંગઠન કરી, જર્મન રાષ્ટ્ર ઘડી, તેને જગતમાં આટલો મોભો અપાવ્યો હતો તે સમર્થ પ્રધાન અને ચૅન્સેલરને પ્રજા કેમ નિવૃત્ત થવા દે? બિસ્માર્ક પણ રાજા-પ્રજાનો આ પ્રેમ તરછોડી શક્યો નહિ. તે આરામ લેવા વર્ઝિન ગયો અને આઠ મહિના સુધી ત્યાં જ રહ્યો.

આ જ વર્ષમાં બિસ્માર્કને તેના કટ્ટર વિરોધી સમાજવાદીઓને દાબી દેવાની તક મળી. સમાજવાદનો ફેલાવો ઝડપથી પણ મક્કમતાથી થતો જતો હતો. રાજસંસ્થાનો નાશ કરવા સમાજવાદીઓએ એંશી વર્ષના બુઢ્ઢા સમ્રાટ્ વિલિયમનું ખૂન કરવા પ્રયાસ કર્યો. હોબેલ નામના એક યુવાને વિલિયમ ઉપર ગોળીબાર કર્યો; પણ સદ્ભાગ્યે ગોળી છટકી ગઈ. બિસ્માર્ક તરત જ સમાજવાદીઓને દાબી દેવા રાજસભામાં એક ખરડો લાવ્યો, પણ રીસ્ટેગે તે ફેંકી દીધો. દશ દિવસ પછી નોબેલિંગ નામના એક કેળવાએલા માણસે વિલિયમ ઉપર ખૂની હુમલો કર્યો અને આ વખતે વૃદ્ધ રાજા લોહીમાં તરબોળ બની બેભાન થઈ નીચે પડ્યો. આખા જર્મનીમાં વિલિયમ અને બિસ્માર્ક ખૂબ જ પ્રજાપ્રિય થઈ પડ્યા હતા એટલે આ હીચકારા હુમલાથી આખી પ્રજા ખળભળી ઊઠી. આ ખબર સાંભળતાં જ બિસ્માર્ક બોલી ઊઠ્યો. "હવે રીસ્ટેગ બરખાસ્ત કરવી પડશે." નવી ચૂંટણી થઈ અને ગુસ્સે થએલી પ્રજાના પ્રતિનિધિઓએ આ ખરડો મંજૂર કર્યો. હવે દમનનીતિનો કોરડો

શરૂ થઇ ગયો; પોલીસને વધુ પડતી સત્તાઓ આપવામાં આવી; સમાજવાદને પોષનારાં સાહિત્ય અને વર્તમાનપત્રો ઉપર જપ્તી બેઠી; સમાજવાદની ચળવળ કરનારાઓને ગામમાંથી હાંકી કાઢવામાં આવ્યા. આ કાયદો લગભગ બાર વર્ષ ચાલુ રહ્યો અને તેટલી મુદતમાં ચૌદસો પ્રકાશનો જપ્ત થયાં, નવસો માણસો દેશનિકાલ થયા અને દોઢ હજારને જેલ મળી, તથા બસો સંસ્થાઓ ગેરકાયદેસર જાહેર થઇ.

પણ આ બધા પ્રયત્ન નિષ્ફળ ગયા. પ્રજામાં એક વખત નવી જાગ્રતિ આવે છે પછી તે ભાગ્યે જ દાબી શકાય છે. દમન-નીતિનો કોરડો પ્રજાજાગ્રતિનું મોજું દાબવાને બદલે ઊલટી વધુ ચેતના જ આણે છે. દરેક જાગ્રતિને યુગબળનો ટેકો હોય છે. "ક્રાન્તિને ચગદી નાખવાનો દરેક જુલમી પ્રયત્ન તેને વધારે ને વધારે જુલમી બનાવશે અને આખરે વિપ્લવ ગુલામીનાં બંધન તોડીને ફાટી નીકળશે," એ કાર્લમાર્ક્સની જગપ્રસિદ્ધ હાકલ અક્ષરશઃ સત્ય છે. સમાજવાદને દાબી દેવાના બિસ્માર્કના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા અને તેનું બળ દિનપ્રતિદિન વધતું જ ગયું.

ઈ. સ. ૧૮૮૫ના એપ્રિલમાં બિસ્માર્કે પોતાની જિંદગીનાં ૭૦ વર્ષ પૂરાં કર્યાં હતાં. આખી જર્મન પ્રજાએ પોતાના આ મહાન રાષ્ટ્રપુરુષનો જન્મદિવસ ખૂબ ભભકાથી ઊજવ્યો. અને વીસ લાખ માર્કની ભેટ તેને ચરણે ધરી. બે વર્ષ પછી તેને સત્તા પર આવે પચીસ વર્ષ પૂરાં થતાં હતાં ત્યારે પણ પ્રજાએ બીજો ઉત્સવ ઊજવી વીરની વીરપૂજા કરી, પોતાની ભક્તિ પ્રદર્શિત કરી. તે પ્રસંગે વિલિયમે બિસ્માર્કને કહ્યું: "છેલ્લાં પચીસ વર્ષનો ઇતિહાસ સાક્ષી આપે છે કે તમને ચૂંટી કાઢવામાં મેં ભૂલ નથી કરી."

પણ તે
પ્રતિષ્ઠા હવે બિસ્માર્કની ઊતરતી કળા હતી: તેના મિત્રો અને સાથીઓ તેને છોડી જતા હતા. રાણી ઑગસ્ટા પણ બિસ્માર્કના

માર્ગમાં કાંટા પાથર્યા જ કરતી હતી. તેનાં કાવતરાં તો એટલી હદે પહોંચ્યાં હતાં કે તેની ગણના નહિ કરનાર બિસ્માર્કે આખરે કહ્યું કે આ કર્કશા હવે તો મરે તો સારું. આના કરતાં તો વિલિયમ વાંઢો રહ્યો હોત તો ઠીક હતું. *

બિસ્માર્કની સંજોગાનુસાર ફેરવાતી રાજનીતિમાં રહેલી દીર્ઘદૃષ્ટિ તેના ઘણા મિત્રો સમજી શકતા નહિ, અને તેના દુશ્મનો તો તે બતાવી બતાવીને રાજાના કાન ભંભેરતા. બીજા માટે તો બિસ્માર્ક દરકાર પણ ન રાખતો; પણ જ્યારે તેના વહાલા મિત્ર અને સાથી જનરલ રૂને તેનો પક્ષ છોડી દીધો ત્યારે તો તેને ખૂબ જ લાગ્યું. પ્રિન્સ બિસ્માર્ક જાગીરદારો અને ઉમરાવોની સત્તા ઓછી થાય એવો ખરડો લાવ્યો હતો તેથી જ રૂન તેના પર ખિજાયો હતો. તેના રોષનું આ જ કારણ હતું.

રૂનને રાજી કરવા બિસ્માર્કે વડા પ્રધાનપદનું રાજીનામું આપ્યું અને ચેન્સેલર તથા પરદેશમંત્રીની પદવી ચાલુ રાખી. જનરલ રૂન વડો પ્રધાન થયો તો ખરો, પણ આ જંગબહાદૂર એક જ વર્ષમાં કંટાળી ગયો અને રાજીનામું આપી દીધું. રૂન નિવૃત્ત થયો અને બિસ્માર્ક પાછો વડોપ્રધાન થયો.

આ પછી બન્ને મિત્રોએ હૃદય ખોલીને પત્રવ્યવહાર ચલાવ્યો, સત્તા અને ગૌરવના પડદા દૂર કર્યા અને "વહાલા બિસ્માર્ક" અને "વહાલા રૂન" કહીને સંબોધ્યા. ફરી મૈત્રી ચાલુ થઈ ત્યારે જ બિસ્માર્કને શાન્તિ વળી. તેણે કહ્યું: "મને મારી જિંદગીનો સાથી પાછો મળી ગયો છે."

આ પછી રૂન બર્લિન આવ્યો. થોડા દિવસ પછી તે માંદો પડ્યો. તેના મૃત્યુને આગલે દિવસે સમ્રાટ્ પોતે તેને મળવા ગયો. સુખદુઃખની વાતો કરી. બીજે દિવસે રૂને આ દુનિયામાંથી વિદાય

* એમિલ લડવિગ

લીધી. જેના સમર્થ સહકારથી બિસ્માર્ક આટલી ઊંચાઈએ ચડ્યો હતો એવા એ બળવાન યોદ્ધાના અવસાનથી તેણે જિંદગીભરનો સાથી ગુમાવ્યો.

બીજે વર્ષે પ્રશિયાના રાજમહેલ ઉપર મૃત્યુના ઓળા ઊતરતા દેખાયા. વિલિયમ અને યુવરાજ પોતપોતાની જીવનયાત્રા પૂરી કરવા હરીફાઇ કરતા હતા. વિલિયમ બર્લિનના રાજમહેલમાં મૃત્યુશૈય્યા ઉપર પડ્યો હતો ત્યારે યુવરાજ ફ્રેડરિક ત્યાંથી ચૌદ માઇલ દૂર આવેલા પોટ્સડામના મહેલમાં મૃત્યુની માર્ગપ્રતીક્ષા કરતો હતો. વિલિયમે પોતાના વફાદાર પ્રધાનને પાસે બોલાવ્યો અને પોતાના લાડકવાયા પૌત્ર (ભાવી કૈસર)ને મદદ કરવા તેની પાસેથી વચન માગ્યું. લાગણીવશ બિસ્માર્કે પોતાના માલિકને વચન આપ્યું અને ઉપકારવશ વિલિયમે જવાબમાં તેનો હાથ સ્નેહથી દાબ્યો. પાસે બેઠેલા પૌત્ર સાથે તેણે પેટ ભરીને વાતો કરી. ૧૮૮૮ના માર્ચની ૯મી તારીખે તેણે ૯૧ વર્ષની વયે દેહ છોડી.

યુવરાજ ફ્રેડરિકના નસીબમાં સમ્રાટનું સુખ લાંબા સમય સુધી ભોગવવાનું લખ્યું ન હતું. વિલિયમના મૃત્યુ પછી તે બર્લિન આવ્યો. ત્રણ મહિના સુધી તેણે મરતાં મરતાં પણ રાજ્યની લગામ હાથમાં રાખી. તેનો બિસ્માર્ક સાટેનો અણગમો ક્યારનો ધોવાઈ ગયો હતો. જેણે તેના પિતાની અને જર્મન રાષ્ટ્રની આવી વફાદારીથી સેવા બજાવી હતી એવા આ માનનીય અને બુઝર્ગ બિસ્માર્કને તે દૂર કરવા માગતો ન હતો. બિસ્માર્કની ફતેહભરી રાજનીતિએ તેના મનમાં માન ઉપજાવ્યું હતું.

ત્રણ માસની સલતાની ભોગવી કોનીગ્રાટ્ઝ અને વોર્થના વિજેતા શહેનશાહ ફ્રેડરિકે જ્યાં પોતે જન્મ્યો હતો તે પોટ્સડામના રાજમહેલમાં પ્રાણત્યાગ કર્યો. બિસ્માર્કે પોતાના માલિકના ઉગતા

અને રણશૂરા પુત્રને કમર તરફ વળાવ્યો. તેની માંદગી દરમિયાન પ્રિન્સ વિલિયમ ( માજી કૈઝર ) પિતાને ભાગ્યે જ મળી શકતો અને કહેવાય છે કે તેમાં તેની મા (ઇંગ્લાંડની રાણી વિક્ટોરિયાની પુત્રી )નો હાથ હતો. પણ છેવટને વખતે પિતાપુત્ર બરાબર મળી શક્યા અને છૂટથી વાતો કરી. મરતી વખતે ફ્રેડરિકે પુત્રને એક બંધ કાગળ આપ્યો—આ કાગળ ફ્રેડરિક વિલિયમે પોતાના ભાઈ વિલિયમને આપ્યો હતો, અને વિલિયમ મરતી વખતે તે ફ્રેડરિક માટે મૂકી ગયો હતો. પિતાના મરણ પછી પ્રિન્સ વિલિયમ બર્લિન આવ્યો. આખરે તેણે પેલો ભેદી કાગળ ફોડ્યો અને વાંચીને તેના ટુકડેટુકડા કરી બાળી નાખ્યા. તેમાં શું હતું ? ફ્રેડરિક વિલિયમે પોતાના વંશજોને ભલામણ કરી હતી કે જે કોઇ પ્રશિયાની ગાદી ઉપર આવે તેણે ઇ. સ. ૧૮૪૮ માં જન્મેલી ક્રાન્તિને ચગદી નાખવી અને પ્રજાએ લીધેલી છૂટ ખૂંચવી લેવી ! માજી કૈઝર પોતાના આત્મવૃત્તમાં લખે છે કે આ કાગળ મારા કોઈ ન ઇચ્છવા જોગ વારસના હાથમાં જાય તો તેનું પરિણામ ખરાબ આવે એ બીકે મેં તે કાગળ ફાડીને બાળી નાખ્યો હતો. ખરેખર કૈઝરે ડહાપણ વાપર્યું હતું.

પ્રિન્સ વિલિયમ હવે શહેનશાહ વિલ્હેમ બીજાનું નામ ધારણ કરી જર્મન સામ્રાજ્યની ગાદી ઉપર બેઠો.

હવે બે વિરોધી સ્વભાવની વ્યક્તિઓ રંગભૂમિ ઉપર આવીને ખડી થઇ : એક તરફ ઉતાવળો, મગરૂર, લશ્કરી જુસ્સાવાળો અને સ્વતંત્ર મિજાજનો, પણ બિસ્માર્ક કરતાં વધારે ઉદાર મત ધરાવતો પણ બીનઅનુભવી જુવાન કૈઝર; અને બીજી તરફ ધીર, દૂરદેશી, શાન્ત, ઠરેલ અને અનુભવી પ્રિન્સ ફોન બિસ્માર્ક. જુવાન કૈઝરને રાજકારણનું જ્ઞાન હતું પણ અનુભવથી તે રંગાએલું ન હતું. બિસ્માર્કની દેખરેખ હેઠળ જ તેણે શિક્ષણ લીધું હતું, રાજ્યના દરેક ખાતામાં તે નિપુણ થયો હતો, પરદેશ ખાતાની

કચેરીમાં કાઉન્ટ હર્બર્ટ બિસ્માર્કના હાથ નીચે તેણે પરદેશનીતિની તાલીમ લીધી હતી; છતાં પણ તે બિસ્માર્કની જેમ અનુભવથી રીઢો થએલો ન હતો અને છતાં તેને બિસ્માર્કના અનુભવની ઉપરવટ થઇને સ્વતંત્ર રીતે કામ કરવાની મહત્ત્વાકાંક્ષા હતી. તેણે આ કાબેલ ખેલાડીની મોટાઇ અને શક્તિ જોઇ હતી, તેના અસાધારણ સામર્થ્યની ઘણી વાતો સાંભળી હતી, બુઝર્ગ દાદા અને રણશૂર પિતા તેના તરફ કેવી માનભરી વર્તણુક ચલાવતા તે તેણે નજરે જોયું હતું; તેણે આ પુરુષસિંહને રીસ્ટેગ ગજાવતો અને પોતાની ભવ્ય મુખમુદ્રા અને જુસ્સાદાર અવાજથી વિરોધીઓને ડારતો જોયો હતો; ફ્રાન્સ અને રશિયાના વલણથી છંછેડાઇને યાળ ખંખેરીને ઊભા થએલા બળવાન વનરાજની જેમ આ વૃદ્ધ પુરુષસિંહે જ્યારે લશ્કરી ખરડા ઉપર પેલું મશહૂર ભાષણ આપેલું ત્યારે રીસ્ટેગની ગેલેરીમાં બેઠેલો આ ભાવિ કૈઝર તેની ગર્જના સાંભળીને ડઘાઇ જ ગયો હતો. તેને આ અનુભવી મુત્સદ્દીની અપાર શક્તિનું અને મહત્તાનું ભાન હતું છતાં આ સ્વતંત્ર મિજાજના જુવાનને કોઇની પણ દખલગીરી વિનાની સત્તા જોઇતી હતી. તે એ ભૂલી જતો હતો કે જે દખલગીરી વિનાની સત્તા પોતાને જોઇએ છે તે આ બુઝર્ગ પ્રિન્સે જ પોતાના દાદાને અપાવી હતી અને આજ દિન સુધી ટકાવી રાખી હતી, અરે! વધારી પણ હતી. જો બિસ્માર્ક ન હોત તો આજે તે ઈંગ્લાંડના રાજાની જેમ પ્રશિયાના રાજાના નામથી ઓળખાતું અને પ્રશિયન પાર્લામેન્ટના હાથમાં રમતું એક રમકડું જ હોત. પણ તેની રગેરગમાં જુવાનીનું લોહી ફરતું હતું. જુવાની હમેશાં અમર્યાદ અને નિરંકુશ સત્તા ઇચ્છે છે. તેને આ "પોલાદી પ્રધાન Iron Chancellor"ની દખલગીરી જોઇતી ન હતી.

બન્ને વચ્ચે તાણાતાણી થવા લાગી. જેમ જેમ દિવસ જતા ગયા, તેમ તેમ પરિસ્થિતિ બગડતી જ ગઇ. બે વર્ષ સુધી તો ગાડું

જેમ તેમ ચલાવ્યું. બિસ્માર્ક સત્તાલોભી ન હતો, પણ આખા જર્મન રાજતંત્રની જવાબદારી આવા બીનઅનુભવી અને ઉછાંછળા મગજના માણસના હાથમાં સોંપતાં તેનો જીવ ચાલતો ન હતો. જે વૃક્ષને ત્રીસ-ત્રીસ વર્ષ સુધી તેણે પાણી સીંચ્યું હતું, ખાતર પૂર્યું હતું અને ઉછેરીને આવડું મોટું કર્યું હતું તે વૃક્ષ પર ઘા થતા તે કેમ જોઇ શકે ? બિસ્માર્કને રશિયા સાથે સંબંધ રાખવો હતો, જે સંબંધ બાંધવા તેણે રાતદિવસ ઉજાગરા કર્યા હતા તે સંબંધ ચાલુ રાખવો હતો; જ્યારે કૈઝરને રશિયાની દરકાર ન હતી. બિસ્માર્કની નજરે એ ચોખ્ખું દેખાતું હતું કે જે દિવસે જર્મન-રૂસો કરાર તૂટશે તેને બીજે જ દિવસે ફ્રાંકો-રૂસો કરાર થશે. અને એમ બને ત્યારે બિસ્માર્કથી કેમ નિરાંતે સૂઈ શકાય ? વિરોધના બીજા પ્રસંગો પણ આવતા જ. બિસ્માર્ક પોતાની પરદેશનીતિ જાળવી રાખવા માગતો હતો, જ્યારે કૈઝરને તેમાં માથું મારી પોતાની મરજી ચલાવવી હતી; બિસ્માર્ક સમાજવાદને દાબી દેવાના કાયદા ચાલુ રાખવા માગતો હતો, કૈઝરને તે કાઢી નાખવા હતા.

પછી તો કૈઝર એ વયોવૃદ્ધ ચેન્સેલરની ઈરાદાપૂર્વક અવગણના કરવા લાગ્યો. એક વખત તો તેણે જાહેર ખાણામાં આડકતરી રીતે બિસ્માર્કને સંભળાવી દીધું કે જે મારા માર્ગમાં આડે આવશે તેને હું કચરી નાખીશ. રાજમંત્રણામાં તેણે બિસ્માર્કને આમંત્રણ આપવાનું પણ બંધ કર્યું. આવી અવગણના તે સાંખી શક્યો નહિ. તેણે વિરોધ ઉઠાવ્યો કે બંધારણ મુજબ મારી ગેરહાજરીમાં આવી મંત્રણા થઈ શકે નહિ. પણ કૈઝરે તેને આ કાયદો રદ કરવાની આજ્ઞા કરી. બિસ્માર્ક આજ્ઞા ઉઠાવવા થોડો જ સર્જાયો હતો ? તેણે સાફ ના પાડી. સમ્રાટ્ અને સામ્રાજ્યનો સર્જક એકબીજાને મળ્યા. કોણ કોને નમતું આપે ? આખરે વિફરેલા કૈઝરે ચોખ્ખું કહી નાખ્યું : "જો તમારાથી નહિ, તો બીજા કોઈથી પણ મારું જ ધાર્યું થશે."

આ શબ્દોનો અર્થ સમજાવવા કોઇ ભાષાશાસ્ત્રીની કે ભાષ્યકારની જરૂર ન હતી તે તરત સમજી ગયો. તેણે અંગ્રેજીમાં પૂછ્યું : "*Then, I am to understand, your Majesty, that I am in your way?*" [ત્યારે હું એમ સમજું, નામદાર, કે હું આપના માર્ગમાં નડું છું ?]

આનો તરત જ કૈઝરે જવાબ વાળ્યો : "*Yes.*" [હા.]

થઈ ચૂક્યું. બિસ્માર્ક પોતાને બંગલે ઊપડી ગયો. પણ તે રાજીનામું આપે તે પહેલાં હેનોવરના માજી પ્રધાન અને સેન્ટર પક્ષના નેતા વિન્ડહર્સ્ટે તેની મુલાકાત લીધી. આ તરફ કૈઝરની અધીરાઈ વધતી જતી હતી. તેણે તેને તાબડતોબ રાજીનામું મોકલી આપવા હુકમ મોકલ્યો, પણ તેણે તેની ગણના ન કરી.

બીજી સવારે વહેલો ઊઠીને કૈઝર અધીરો બની બિસ્માર્કને બંગલે ગયો. એ આલેશાન મકાન ઉપર સવારની ઠંડી હવામાં જર્મનીનો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકતો હતો. લોખંડી દરવાજાથી રક્ષાએલા એ સુંદર મકાનમાં શાન્તિ હતી. બિસ્માર્કને જગાડવામાં આવ્યો. પછી બિસ્માર્ક અને વિન્ડહર્સ્ટ વચ્ચે શી ચર્ચા ચાલી હતી તે તેણે પૂછ્યું. કૈઝરે તેને જણાવ્યું કે મારી રજા વિના પ્રધાનો રીસ્ટેગના નેતાઓ સાથે રાજદ્વારી ચર્ચામાં ન ઊતરી શકે. બિસ્માર્કનું સ્વમાન ઊછળી આવ્યું. તેણે જવાબ આપ્યોઃ "ત્યાં રાજદ્વારી ચર્ચા નહોતી થઇ; પણ મારા ખાનગી ઘરમાં હું જે મહેમાનોનો સત્કાર કરતો હોઉં તેમના ઉપર આપને દેખરેખ રાખવા નહિ દઉં !"

"હું તમને તમારા શહેનશાહ તરીકે હુકમ કરું તોપણ નહિ !" કૈઝરે પૂછ્યું.

"નહિ જ;" સ્વમાનપ્રિય બિસ્માર્કે તેને જડબાતોડ જવાબ વાળ્યો. "મારી પત્નીના દીવાનખાનામાં મારા રાજાના હુકમ નથી ચાલતા!"

વૃદ્ધ ચાન્સેલરે પોતાના બધા હોદ્દાઓનું રાજીનામું આપી દીધું.

આ પછી કૈઝરે તેને 'ફિલ્ડમાર્શલ' અને 'ડ્યુક ઑફ લોએનબર્ગ'ના ઇલકાબ આપ્યા. પહેલો ઇલકાબ લશ્કરી ઇલકાબ હતો એટલે તે તેણે સ્વીકારી લીધો; પણ બીજો સ્વીકારવાની ના પાડી. એવા ઇલકાબની તેને શી કિંમત હતી? તેના મહુ‌ૅમ માલિકે આપેલો 'પ્રિન્સ'નો ઇલકાબ તેને વધારે પ્યારો હતો.

આ પછી બિસ્માર્કને બર્લિનમાં રહેવું અકારું થઇ પડ્યું. તેની હિલચાલ જોવા કૈઝરે ક્યારના જાસુસો ગોઠવી દીધા હતા. તેણે પોતાના ખાનગી દસ્તાવેજો અને કાગળો ગુપ્ત રીતે બર્લિન બહાર મોકલી દીધા અને પોતે જવાની તૈયારી કરવા લાગ્યો. તેના વિરોધીઓ હવે છૂટકારાનો દમ ખેંચતા હતા. વર્ષો થયાં તેના પતનની રાહ જોઇ કંટાળી ગએલા અમલદારો અને રીસ્ટેગમાં બેસતા સભ્યોની ખુશાલીનો પાર ન હતો.

મનુષ્યહૃદયની કૃતઘ્નતા અને દ્વેષબુદ્ધિ કેટલી હદ સુધી પહોંચે છે એ હજી આપણે જોવાનું રહે છે. વિદાય લેતા બિસ્માર્કને રીસ્ટેગે કંઇ પણ માન ન આપ્યું; અમલદારવર્ગે તેના માનમાં ખાણું આપવા ઈચ્છા બતાવી, પણ બિસ્માર્કે તેનો અસ્વીકાર કરતાં ઘવાએલા હૃદયે કડવાશથી કહ્યું: "શાહી અમલદારોનાં મુખ હું હસતાં જોઉં છું. હું અત્યારે ચાન્સેલર નથી એ તમારો જ વાંક છે."

પણ બર્લિન આજે ગાંડું બન્યું હતું. જર્મનીનો ભીષ્મપિતામહ આજે નિવૃત્ત થતો હતો. તે પુરુષસિંહના પ્રભાવશાળી અને તેજસ્વી મુખનું દર્શન કરવા આજે બર્લિનવાસીઓનાં ટોળેટોળાં તેના બંગલાની આસપાસ ભેગાં મળ્યાં હતાં. રસ્તા ઉપર, બારીઓમાં, અગાશીઓમાં,

સ્વેશોમાં, જ્યાં જુઓ ત્યાં માણસોની ઠઠ જામી હતી. સૌ કોઇ વિદાય લેતા બુઝર્ગ ચાન્સેલરને પ્રેમથી નવરાવતા હતા. મિત્રો અને પ્રજાજનોના પ્રેમમાં નાહતા પ્રિન્સ બિસ્માર્કે દુઃખથી ભરેલા હૃદયે અને કૈઝરની કૃતઘ્નતાથી ઘવાએલા મને, જ્યાં બેસીને તેણે સત્તાવીસ વર્ષ સુધી જર્મન સામ્રાજ્યનું રાજતંત્ર ચલાવ્યું હતું અને જર્મન-રાષ્ટ્રનું ઘડતર ઘડયું હતું તે આલેશાન ઇમારતમાંથી—બર્લિનની પણ રાજધાનીમાંથી—વિદાય લીધી.

બર્લિનની પડોશમાં સ્પ્રી નદીને કાંઠે ચાર્લોટનબર્ગ ઊભું છે. શહેરમાંથી નીકળી તે ત્યાં પોતાના મર્હુમ માલિકનાં છેલ્લાં દર્શન કરવાને ગયો. છત્રીસ છત્રીસ વર્ષ સુધી જેની અખંડ શ્રદ્ધા અને વફાદારીથી સેવા ઉઠાવી હતી, જેને તેણે જર્મન સામ્રાજ્યના સિંહાસને બેસાડયો હતો, અને જેને ઇતિહાસમાં અમર બનાવ્યો હતો તે સમ્રાટ વિલિયમ પહેલાની કબર પાસે પ્રિન્સ બિસ્માર્ક ઊભો છે. સંગેમરમરની સુશોભિત કબર ઉપર વિલિયમની પથ્થરની મૂર્તિ અખંડ નિદ્રામાં સૂતી છે. બધું સ્તબ્ધ છે, પણ બિસ્માર્કના હૃદયમાં તોફાન ઘૂઘવે છે. કબ્રસ્તાનની એ ગહન શાન્તિમાં બિસ્માર્કની જૂની સ્મૃતિઓ તાજી થાય છે, અને ભૂતકાળના બનાવો અત્યારે નજર સામે તરી આવે છે. પ્રેમ, વફાદારી અને દિલગીરીથી ઊભરાતા હૃદયે બિસ્માર્કે પોતાના માલિકને નમન કર્યું, એ જડ કબરને તેણે એક ફૂલ અર્પણ કર્યું અને તેના તરફ છેલ્લી એક ભક્તિભરી નજર નાખી આ પુરુષસિંહ પોતાને પંથે પડયો.

# પ્રકરણ ૧૩ મું

## જીવનસંધ્યા

હેમ્બર્ગથી અગ્નિકોણમાં સત્તર માઈલ દૂર બિસ્માર્કનો દુર્ગ ફ્રેડરિક-સહ આવેલ છે. બર્લિનથી નીકળેલો બિસ્માર્ક ત્યાં આવીને વસ્યો. શાન્તિ કે આરામની હવે તેને પરવા ન હતી; જિંદગી આખી કઠણ શ્રમ વેઠીને પણ પોતાનું કર્તવ્ય બજાવવાને જન્મેલા બિસ્માર્કના નશીબમાં શાન્તિ લખાએલી જ ન હતી. જિંદગી આખી જવાબદારી-થી ભરેલા રાજકારણમાં વીતાવ્યા પછી જીવનની સંધ્યાકાળે પણ તેને એ ક્ષેત્ર છોડવું ગમતું ન હતું. એને તો પિટ ( Earl of Chatham )ની જેમ પોતાની ફરજ બજાવતાં જ મરવું હતું. તેના વિશાળ શરીર ઉપર કરચલી પડી હતી, વાળ સફેદ થયા હતા અને વૃદ્ધાવસ્થા તેના શરીર ઉપર કાબુ મેળવતી હતી, પણ તેનો જુસ્સો એટલો જ બળવાન હતો. જિંદગીની છેલ્લી પળ સુધી પણ તે જર્મન રાજતંત્રની નૌકાનું સુકાન છોડવા નહોતો માગતો; પણ એ નૌકામાં હવે તેને સ્થાન ન હતું. નવો કેપ્ટન, નવો સુકાની અને નવા ખલાસીઓ એ નૌકા ચલાવતા હતા અને બિસ્માર્કે શોધેલો માર્ગ છોડી તેઓ અજાણ્યા માર્ગે હંકારતા હતા. અને તેથી જર્મનનૌકા કયા ખડક સાથે ક્યારે અફળાશે એ જ તેની અશાન્તિનું કારણ હતું.

અસાધારણ પ્રવૃત્તિથી ભરેલું ક્ષેત્ર છોડીને આ શાન્તિ અને નિવૃત્તિમય ગ્રામજીવનના નવા ક્ષેત્રમાં અચાનક આવી પડેલો

હોવાથી બિસ્માર્કના દિવસ બહુ કંટાળામાં જતા. તે વર્ઝિન અને ફ્રેડરિક સૂહ વચ્ચે આવજાવ કર્યા કરતો. સ્કોન હાઉસનના ગામડિયા પોતાના એક વખતના "ગાંડા બિસ્માર્ક"ને મળવા આવતા. સત્તાના સિંહાસન ઉપરથી ગબડી પડેલો જંકર તેમને અંતઃકરણપૂર્વક આવકાર આપતો. હવે આ ગામડિયાઓ અને પ્રિન્સ બિસ્માર્ક વચ્ચે પદવીના પડદા ન હતા. હવે તે સામાન્ય પ્રજાજનોની વચ્ચે આવી પડ્યો હતો. તેણે જોયું—ગૌરવ અને સ્વમાનના પડદા દૂર ખેસવીને જોયું—કે એ પ્રજાના હૃદયમાં—કમમાં કમ હૃદયના એક ખૂણામાં—પણ તેને માટે સ્થાન છે. પોતાની બર્લિનની કચેરીમાં જ બેસી રહેવાને બદલે, જો તે ખેડૂતો વચ્ચે ફર્યો હોત, જો તેણે ગરીબ કામગારોનાં ઝૂંપડાં તપાસી તેમની સુખદુઃખની વાતો સાંભળી હોત, જો તેણે પ્રજાજનોમાં ભળી જઈ તેમની ઈચ્છાઓનો સહાનુભૂતિપૂર્વક વિચાર કર્યો હોત, તો જર્મનીમાં કંઈ નહિ તોપણ જે અનેક પક્ષમાં તે અળખામણો અને તિરસ્કારને પાત્ર બન્યો હતો તે ન બનત, તેને રાજતંત્ર ચલાવવામાં એટલી મુશ્કેલીઓ ન નડત, અને સમાજવાદીઓ સાથે તેને અથડામણમાં આવી અકારા પણ ન બનવું પડત. બિસ્માર્કને હવે પોતાની ભૂલ સમજાઈ. પણ તે સુધારવાની હવે તક ન હતી. પણ હવે તે આવતી કાલના પ્રજાજનોના નિકટના સંબંધમાં આવ્યો. તે અવારનવાર શાળાઓમાં જતો અને બાળકોને જર્મની કેવું છે અને તેના પ્રત્યે તેમની શું ફરજ છે તે પ્રેમપૂર્વક સમજાવતો. તે પોતે પણ એક દિવસ તેમના જેવો હતો અને તેમાંથી આ મોટાઈએ પહોંચી જર્મનીનો ઇતિહાસ ફેરવી નાખ્યો હતો. હવે આવતી કાલ આ કલ્લોલ કરતાં બાળકોની હતી.

નિવૃત્ત જીવનમાં બિસ્માર્કને શાન્તિ ન જ મળી. બીજે જ વર્ષે રશિયા સાથેના કોલકરારની મુદત પૂરી થઈ, પણ કૈસરે તે કરાર તાજા ન કર્યા. જ્યારે તે કરાર બિસ્માર્કના આધારે કર્યા હતા અને

તે નિવૃત્ત થવાથી હવે ઝાર તે કરાર તાજા કરવા તત્પર ન હતો. બિસ્માર્કને ઉશ્કેરી મૂકવા આટલું બસ હતું. તેણે કેટલો શ્રમ વેઠીને રશિયા સાથે સારો સંબંધ જાળવ્યો હતો, અને તેમ કરી ફ્રાન્સને એકલું બનાવી દીધું હતું!

કૈઝરે ફ્રાન્સને હવે સોનેરી તક આપી હતી. ૧૮૯૧ માં તેણે સાંભળ્યું કે ફ્રાન્સનો દરિયાઇ કાફલો રશિયા ગયો અને ક્રોન્સટાટ બંદરે ઝારે તેનો સત્કાર કર્યો. ફ્રાન્સ અને રશિયાની હિલચાલ બિસ્માર્ક ચિન્તાથી જોઇ રહ્યો હતો. તેનાથી મૂંગા મૂંગા આ જોઇ ન રહેવાયું. તે વર્તમાનપત્રોમાં નવા રાજતંત્રની સખત ઝાટકણી કાઢવા લાગ્યો. તેણે કહ્યું: "જ્યારે હું જાણું છું કે અત્યારની રાજનીતિ પિતૃદેશને વિનાશના પંથે લઇ જાય છે ત્યારે હું શાન્ત થઇને બેસી રહું તો એ મારો દેશદ્રોહ ગણાય." * તેના અનુયાયીઓએ પણ નવી રાજનીતિ વખોડી કાઢી. × બિસ્માર્કે કૈઝર અને તેના પ્રધાનમંડળ વિષે કહ્યું: "તેઓ મારું ચણતર કેવી રીતે તોડી નાખે છે તેનો હું વિચાર કરું છું ત્યારે મારી ઊંઘ પણ ઊડી જાય છે." પણ કૈઝરની ઊંઘ ન ઊડી. + ઊડે તોપણ હવે નકામું હતું. રશિયા સાથેનો તૂટેલો સંબંધ પાછો બાંધવાની આવડત તેનામાં ન હતી. બિસ્માર્કના વિરોધથી તેની કડવાશ વધી. ૧૮૯૩માં રશિયન કાફલાએ ફ્રાન્સના ટુલોન બંદરની મુલાકાત લીધી અને આખરે ૧૮૯૫માં આ બે રાજ્ય વચ્ચે દોસ્તીના કોલકરાર થયા. કૈઝરે બિસ્માર્કની રાજનીતિ ઊંધી વાળી તેની વર્ષોની મહેનત ઉપર પાણી ફેરવ્યું હતું. હવે જર્મનીની એકે બાજુ સલામત ન

* Emil Ludwig × પ્રિન્સ બર્ન્હાર્ડ ફોન બુલો

+ એન્ડ્રાસી લખે છે કે ઝારે જૂના કોલકરારને ઠેકાણે નવા કોલકરાર કરવા દરખાસ્ત મૂકી હતી, પણ કેપ્રિવીએ ના પાડવાથી તેને કૈઝર ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો.

હતી. રાજીનામું આપ્યા પછી બિસ્માર્કે બૅવેરિયન એલચીને ખરું જ કહ્યું હતું કે આ શહેનશાહ સામ્રાજ્યનો નાશ કરશે.

ફ્રાન્સ હાર્યું ત્યારથી મિથ્યાભિમાની ફ્રેન્ચો વેર વાળવા લડાઈની તૈયારી કરતા હતા; રશિયાની દોસ્તીએ તે તૈયારીને મજબૂત પાયા ઉપર મૂકી. યુરોપ ઉપર એક વખત ફરીથી લડાઈનાં વાદળ ઘેરાતાં હતાં. એ જમાનામાં સૌ જાણતા હતા કે ફ્રાન્સની મહત્ત્વાકાંક્ષા યુરોપને ફરીથી વિગ્રહની આગમાં હોમશે. તે દિવસોમાં લખાએલા નીચેના શબ્દોથી તે વધારે સ્પષ્ટ બનશેઃ-

"ઇંગ્લંડ, જર્મની, ઑસ્ટ્રિયા, ઇટાલી, સ્વીડન, સ્પેન બધાને શાન્તિ જોઇએ છે. તેઓમાંના એકને પણ પોતાની પાસે છે તેનાથી યુરોપની એક ઇંચ પણ વધારે જમીન નથી જોઇતી; અને છતાં તેઓ ફ્રાન્સ અને રશિયાની હજી અસાધ્ય રહેલી મહત્ત્વાકાંક્ષાઓને લીધે લડાયક સામગ્રીઓના ભાર નીચે છુંદાય છે. ફ્રેન્ચોનો મોટો ભાગ હજી લડાઇ માટે તલસે છે અને માત્ર રશિયા જો જર્મની વિરુદ્ધ ફ્રાન્સ સાથે દોસ્તી બાંધે તો આ સદીએ જોઈ હોય તેના કરતાં વધારે ભયંકર લડાઈ આપણે જોવી પડશે." *

જગતની શાન્તિનો ભંગ કોણે કર્યો હતો? જર્મનીએ કે ફ્રાન્સે? જર્મની ઉપર આરોપ મૂકનારા અંગ્રેજોનાં મોં બંધ કરવા આટલા શબ્દો પૂરતા છે. ફ્રેન્ચોની મહત્ત્વાકાંક્ષાએ જ વિશ્વવિગ્રહ જગાવ્યો હતો. તેમનો ડંખીલો સ્વભાવ બરાબર જાણનાર જનરલ ફૅાન મોલ્ટકે એક વખત કહેલું કે ૭ માસમાં આપણે જે જીત્યા છીએ તેનો આપણે પચાસ વર્ષ સુધી બચાવ કરવો પડશે.

ઇ. સ. ૧૮૯૧માં મોલ્ટક ૯૧ વર્ષની વયે મૃત્યુ પામ્યો. બિસ્માર્કથી તે પંદર વર્ષ મોટો હતો. જર્મન લશ્કરને તેણે અસાધારણ રીતે કેળવી તેમાં સ્વદેશાભિમાનનો જુસ્સો રેડી તેને

* "Chips from a German Workshop"માંથી

યુરોપખંડમાં પ્રથમ પદ અપાયું હતું. બિસ્માર્કને જિંદગીમાં જે ઝળકતી ફતેહ મળતી આવી હતી તે મોલ્ટકની મદદને લીધે જ. તેની લશ્કરી સહાયતા વિના બિસ્માર્કની મુત્સદ્દીગીરી પાંગળી ગણાત. તેણે એક વખત કહેલું, "કાયમી શાન્તિ તો એક સ્વપ્ન છે, અને તે પણ સુંદર સ્વપ્ન નહિ; પણ લડાઇ એ તો ઇશ્વરની આ દુનિયાની યોજનાનું એક બહુ જરૂરી તત્ત્વ છે." ખરું છે. જ્યાં સુધી કરોડો માણસો ગુલામીમાં સડતા હોય, પેટપૂરતું ખાવાને પણ ન પામતા હોય, અને અર્ધનગ્ન અવસ્થામાં ફરતા હોય, જ્યાં સુધી બીજી પ્રજાઓ ઉપર હકુમત ચલાવી તેમને ચૂસવાનો હડકવા દૂર થતો ન હોય ત્યાં સુધી કાયમી શાન્તિ એ એક સ્વપ્ન જ છે. ગુલામપ્રજાનાં હૃદયોમાં ધુંધવાતા અસંતોષની ચીનગારીઓ જોવા છતાં જિનીવા અને લંડનની ઠંડી હવામાં શાન્તિની વાતો કરવી એ નર્યો દંભ જ છે. મોલ્ટકે તો પોતાના દૃષ્ટિબિંદુથી આ શબ્દો ઉચ્ચાર્યા હતા છતાં એ શબ્દો આજે પણ સાચા છે.

બિસ્માર્કના કાનમાં ભાવી યુદ્ધના ભણકારા વાગતા હતા. અને તેના અમંગળ પડછાયા તે જર્મની ઉપર પડતા જોતો હતો. સત્તાના છેલ્લા દિવસોમાં તેણે પોતાના વિગ્રહમંત્રીને જે કહેલું તે અત્યારે વધારે સાચું લાગતું હતું. તેણે કહેલું: "ન કરે નારાયણ ને આવતી લડાઇમાં આપણે હાર્યા તો એક સેકા સુધી આપણે પાછા પગભર ન થઇ શકીએ તે માટે આપણા વિજેતા દુશ્મનો બનતું કરશે......હું નથી માનતો કે આપણા દુશ્મનો એકલું એલસાસ લઇને સંતોષ માને; તેઓ હ્રાઇન સુધીનો પ્રદેશ માગશે."

કમનસીબે આ ઘડાએલા મુત્સદ્દીની બધી બીક ગઇ લડાઇએ સાચી પાડી! બિસ્માર્ક ભવિષ્યમાં કેટલાં વર્ષ આગળ જોઈ શકતો હતો! ભવિષ્ય સમજી લેવામાં તે અજોડ હતો. રશિયામાં ચાલતી સામ્યવાદની ચળવળ ઉપરથી તેણે કહી દીધેલું કે સામ્યવાદ સૌથી પહેલાં રશિયાને ઝડપી લેશે!

બિસ્માર્કે રાજીનામું આપ્યું ત્યારે કૈઝરે પોતાના જૂના 'માસ્તર' કાઉન્ટ હર્બર્ટ બિસ્માર્કને પરદેશખાતું સંભાળવા માગણી કરી હતી, પણ સ્વમાનપ્રિય હર્બર્ટે પોતાના પિતા સિવાય બીજા કોઈના હાથ નીચે કામ કરવાની ના પાડી. પિતાની સાથે આવી તે વસ્યો હતો. ઇ. સ. ૧૮૯૨માં તેનાં લગ્ન થવાનાં હતાં અને તે પ્રસંગે બિસ્માર્ક વિયેના જવાનો હતો. આ ખબર કૈઝરને મળતાં જ તેણે ઑસ્ટ્રિયાના શહેનશાહ ફ્રાન્સિસ જોસેફને એવી મતલબનો તાર કર્યો કે બિસ્માર્ક ત્યાં આવીને મારી સરકાર વિરુદ્ધ જે કંઈ બોલે તેની તરફ ધ્યાન ન દેવું અને તેને મુલાકાત ન આપવી. બિસ્માર્કની જગાએ આવેલા જનરલ કેપ્રિવીએ જર્મન એલચીને લખી જણાવ્યું કે હર્બર્ટના લગ્નમાં કોઇએ ભાગ ન લેવો. બિસ્માર્કને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેણે તે જાહેર કરી દીધી. કૈઝરની આવી હલકાઇ જોઇ જર્મન પ્રજા ગુસ્સે થઇ અને જ્યારે બિસ્માર્ક વિયેના જવા જર્મનીમાંથી પસાર થયો ત્યારે જર્મન પ્રજાએ તેને વધારે માન આપ્યું. સ્ટેશને સ્ટેશને લોકોની ઠઠ જામી હતી. સૌ કોઇ આ રાષ્ટ્રદેવનાં દર્શન કરવા માગતા હતા. જેના નામના શહેરમાં તો તેને એટલો બધો આવકાર મળ્યો કે સરઘસમાં તેની ગાડી પણ ચાલી શકી નહિ. માર્ગમાં મળેલા માન વિશે બિસ્માર્ક કહે છે: "જ્યારે મારી આગગાડી સ્ટેશન પાસે આવે છે, ધીમી પડે છે, અને જ્યારે હું મારી રાહ જોતા માનવસમુદાયની હર્ષગર્જના સાંભળું છું, ત્યારે જર્મની મને ભૂલી નથી ગયું એ જાણીને મારું હૃદય હર્ષથી ઊભરાઇ જાય છે."

વિયેનામાં શહેનશાહ તેને મળ્યો નહિ, જનરલ કેપ્રિવીના હુકમ પ્રમાણે જર્મન એલચીએ હર્બર્ટના લગ્નમાં ભાગ ન લીધો અને માંદગીનું બહાનું કાઢી પથારીમાં પડ્યો રહ્યો! પણ તેની બહાદુર પત્નીએ છડેચોક એ ઉત્સવમાં ભાગ લીધો! *

* Emil Ludwig

ઈ. સ. ૧૮૯૫ના એપ્રિલની પહેલી તારીખે બિસ્માર્કે પોતાની ૮૧મી વર્ષગાંઠ ઊજવી. આખા જર્મનીએ-પ્રજાએ અને જર્મન રાજાઓએ તે દિવસ ઉત્સવ તરીકે ઊજવ્યો અને બિસ્માર્ક પ્રત્યેની પોતાની લાગણી અને વફાદારી બતાવી આપી. બિસ્માર્કે તેમને માન અને મોભા-સાથે જર્મન સામ્રાજ્યમાં જોડી દીધા હતા તેજર્મન રાજાઓ ભૂલ્યા ન હતા. પોતે અળખામણો ન થઇ પડે અને પ્રજાની નજરે સારો લાગે તે માટે કૈઝરે પણ તેમાં ભાગ લીધો. બિસ્માર્ક બર્લિન ગયો અને આ બે પ્રતિસ્પર્ધીઓ બહારથી દેખાતી મીઠાશ સાથે મળ્યા; પણ ઉપર ઉપરની સહાનુભૂતિ અને ઉપલકિયો વિવેક હૃદયની કડવાશ દૂર કરી શકે ખરાં?

એ જ વર્ષમાં હેર બોલિન બિસ્માર્કને હેમ્બર્ગ તેડી ગયો. ઓગણીસમી સદીની સંધ્યાનો પ્રકાશ ઝડપથી લય પામતો હતો અને વીસમી સદીની ઉષાના પ્રકાશમાં હેમ્બર્ગ કૂદકે અને ભૂસકે પ્રગતિ કરતું હતું. ફ્રેડરિક રુહથી તે માત્ર સત્તર માઇલ દૂર હતું છતાં બિસ્માર્કે તેની મુલાકાત લીધી ન હતી. હેર બોલિન તેને બંદર જોવા તેડી ગયો. બિસ્માર્ક તો ત્યાંનો ભવ્ય દેખાવ જોઈ આશ્ચર્યથી સજ્જડ થઈ ગયો. કેવું ભવ્ય દૃશ્ય! જર્મન સમુદ્રને મળવા જતી એલ્બ નદીનો વિશાળ પટ, તેના પાણીમાં ડોલતી વિશાળ આગબોટો, નાની મોટી હોડીઓ, સુંદર વહાણો, એ બધાંની અવરજવર, આગબોટો ઉપર ચડતા ઊતરતા માલના જંગી જથ્થા, એ બધાને લીધે ચાલતી ધમાલ, એ બધું બિસ્માર્ક આશ્ચર્યથી જોઇ જ રહ્યો. હેર બોલિન તેને જર્મની અને અમેરિકા વચ્ચે દોડતી એક જંગી આગબોટ જોવા લઈ ગયો. કેવી ભવ્ય આગબોટ! કેવી સગવડ! કેવી ખૂબી! બિસ્માર્ક છક્ક થઇ ગયો; તે બોલી ઊઠ્યોઃ "હું ઉશ્કેરાઈ ગયો છું, મને બહુ આશ્ચર્ય થાય છે! આ નવો યુગ છે; આ નવી જ દુનિયા છે!" * કૂદકે ને ભૂસકે આગળ વધતી

* બિસ્માર્કના આટલા બધા આશ્ચર્યનું કારણ એ છે કે તેણે

જર્મન પ્રજાની પ્રગતિ અને વીસમી સદીનો ઉષઃકાળ જોતો બુઝર્ગ બિસ્માર્ક પાછો ફર્યો. આવા સમર્થ રાષ્ટ્રના પિતા હોવા માટે તેણે ગૌરવ માન્યું.

એ જ વર્ષમાં તેનો મોટો ભાઈ બર્નાર્ડ મરણ પામ્યો. એથી તેનું જીવન વધારે એકલવાયું થયું. તેના મનનું સાંત્વન કરવા કૈઝરે તેના મિત્ર પ્રિન્સ હોહેનલોહને ચાન્સેલર બનાવ્યો હતો, પણ રાજનીતિ તો ક્યારની ફરી ગઇ હતી અને કૈઝર તથા તેની સરકારે તેના સિદ્ધાન્તો અભરાઇ ઉપર ચડાવી દીધા હતા. બિસ્માર્કના દુઃખનું ખરું કારણ એ જ હતું. *

યુગપલટો થતો હતો. નવી પ્રજા હયાતીમાં આવતી હતી અને નવા વિચારો જૂના વિચારોનું સ્થાન લેતા હતા. જીવનના અંગેઅંગમાં નવું ચેતન આવ્યું હતું. ગઈ કાલના બનાવો ઇતિહાસના રૂપમાં ફેરવાઇ ગયા હતા. ૧૮૪૮ની ક્રાન્તિ, તેની ફતેહ અને હાર, યુરોપની રંગભૂમિ ઉપર બિસ્માર્કનું આવવું, તેણે યુરોપને આપેલી થાપ, ઑસ્ટ્રિયાનું ગર્વખંડન, સેડાન અને પૅરિસના વિજય, નેપોલિયનનું પતન, જર્મન સામ્રાજ્યની સ્થાપના, યુરોપમાં બિસ્માર્કનું સ્થાન, એ બધા બનાવો ઇતિહાસના રૂપમાં ફરી ગયા હતા. નવી પ્રજા મોટેરાઓને મોઢે રાષ્ટ્રદેવનાં આ પરાક્રમોની

કદી દરિયાઇ ખીલવણી તરફ ધ્યાન નહોતું આપ્યું. આથી ઊલટું કૈઝરને દરિયાઇ ખીલવણીનો શોખ હતો. બિસ્માર્કની બેદરકારી માટે કૈઝરે તેને ઠપકો આપ્યો હતો. તે નિવૃત્ત થયા પછી કૈઝરે જ આ નવી દિશામાં પ્રગતિ કરી હતી. તેણે માત્ર પચીસ વર્ષમાં જર્મન કાફલાને ઇંગ્લંડની હારમાં લાવી મૂકયો. લેખક

* પાછળથી પ્રિન્સ બિસ્માર્કનો હોદ્દો ભોગવનાર પ્રિન્સ ફૉન બુલોએ કહેલું કે આપણે બિસ્માર્કનું અધૂરું કાર્ય આગળ ધપાવવાનું છે. પણ તેના જ સિદ્ધાન્તોને વળગી રહેવાની કંઇ જરૂર નથી. પ્રિન્સ બુલોએ કેવી ગંભીર ભૂલ કરી હતી ! લેખક

કથાઓ સાંભળતી અને તેમાંથી પ્રેરણા મેળવી આવતી કાલના જર્મનીનું ભાગ્ય ઘડવા તૈયાર થતી હતી.

વખત ઝડપથી પસાર થતો હતો; યુરોપની રંગભૂમિ ઉપરથી બિસ્માર્કને ચાલી ગયે વરસ પછી વરસ વહી જતાં હતાં, પણ પડદા પાછળ અદશ્ય થએલા આ મહાન નટને યુરોપના રાજદ્વારી નાટકના પ્રેક્ષકો હજી ભૂલ્યા ન હતા. વખત વહેતો ગયો તેમ તેમ જીવન વધારે એકાકી બનતું ગયું. મોલ્ટક જેવો મિત્ર ગયો, બર્નાર્ડ જેવો ભાઈ ગયો; જેની પાસે તે દીલ ખોલીને સુખદુઃખની વાતો કરતો અને જેની પ્રેમભરી હૂંફમાં તે પોતાનો બધો થાક ભૂલી જતો તે તેની પ્રિય પત્ની જોહાના પણ મરણ પામી. આ છેલ્લા ફટકાએ તો બિસ્માર્કને બેવડો વાળી નાખ્યો. આખરે ઇ. સ. ૧૮૯૮ના જુલાઈની ૩૧મી તારીખે ૮૩ વર્ષની લાંબી અને ઝળકતી જિંદગી ભોગવ્યા પછી યુરોપનો મહાન મુત્સદ્દી, જર્મન સામ્રાજ્યનો સ્રષ્ટા, જર્મન પ્રજાનો પ્યારો પિતા અને રાષ્ટ્રદેવ જેણે પિતૃદેશને જગતનાં રાષ્ટ્રોમાં પ્રથમ પદે લાવવા ચાળીસ ચાળીસ વર્ષ સુધી અથાક મહેનત કરી હતી તે પ્યારા પિતૃદેશની હરિયાળી ભૂમિ તરફ છેલ્લી પ્રેમભરી નજર નાખી આ દુનિયા છોડી ગયો.

*

બિસ્માર્ક આજે હયાત નથી; ફ્રેડરિક રૂહના એકાન્ત અને શાન્ત સ્થળે એક સુંદર કબર નીચે તેનું પાર્થિવ શરીર પડયું છે. તેણે ભાખેલું ભવિષ્ય સાચું પડયું છે. પોતાની ભૂલભરેલી રાજનીતિને પરિણામે વિશ્વવિગ્રહમાં હારેલો કૈઝર જર્મનીને ખરાબે ચડાવી ડુર્ન (હોલેન્ડ)માં દેશપારી ભોગવતો પદભ્રષ્ટ બની બેઠો છે. બિસ્માર્કે ભવિષ્ય ભાખ્યું હતું તેમ વિશ્વવિગ્રહની હારની ખરાબીમાંથી ઊભું થતાં જર્મનીને હજી દાયકાઓ લાગશે. આર્થિક વિનાશે આખા જર્મનીને ઝડપી લીધું છે. જે સમાજવાદનાં મોજાંને

અટકાવવા બિસ્માર્કે ભગીરથ પ્રયત્ન કર્યા હતા તે સમાજવાદનાં પૂર લગભગ આખા જર્મની ઉપર ફરી વળ્યાં છે. તે હમેશ પાયમાલીમાં સડ્યા કરે તે માટે ફ્રાન્સ અને મિત્રરાજ્યોએ તેની ઉપર દંડનો અસહ્ય અને અમાનુષી બોજો લાદી રાખ્યો છે. પણ દુનિયા ઉપરથી એક રાષ્ટ્રનું અસ્તિત્વ ભૂંસી નાખવાના બધા પ્રયાસ ફોકટ ગયા છે અને જશે. ઇતિહાસનો એ ફેંસલો છે. સૈકાના જુલમી અમલથી પણ રશિયા પોલેન્ડનું અસ્તિત્વ ભૂંસી નહોતું શક્યું; ટંકીશ ફ્રાન્સના બધા પ્રયાસો પણ ફોકટ છે. જર્મની હાર્યું છે, પણ જર્મન પ્રજા અજિત છે. તેની રાષ્ટ્રભાવના અને સર્વદેશીય પ્રગતિને કોઇ રોકી શકે તેમ નથી.

પ્રિન્સ બિસ્માર્ક આજે તેની પ્યારી માતૃભૂમિના ખોળામાં અખંડ શાન્તિમાં સૂતો છે. ક્રૂર કાળ તેના છેલ્લા અવશેષને—તેની કબરને પણ મિટ્ટીમાં મેળવી દેશે; પણ જ્યાં સુધી એક પણ જર્મન બચ્ચો આ દુનિયા પર હયાત છે અને જ્યાંસુધી જર્મન ભાષાનો એક પણ શબ્દ માનવજાતના કાને અથડાતો હશે ત્યાં સુધી એ પ્રશિયન પુરુષસિંહ પ્રિન્સ બિસ્માર્ક અમર રહેશે.